તેણીઓ તમારા માટે પોશાક (સમાન) છે. અને
તમે તેણીઓ માટે પોશાક (સમાન) છો.

# પતિ-પત્નિના શારીરિક સંબંધો બાબત ઈસ્લામી માર્ગદર્શન

(સંભોગના શિષ્ટાચાર (આદાબ) અને હેતુઓ
તથા ફઝીલતો વિષે કુર્આન અને હદીષોની
રોશનીમાં બુઝુર્ગોના લખાણોનું સંકલન)

સંપાદક

મૌલાના મરગૂબ અહમદ લાજપુરી સા. દા.બ.
ડયૂઝબરી (યુ.કે.)

અનુવાદક

જનાબ અ. કાદિર ફાતીવાલા સા. મ. ઝી.

પ્રકાશક

જામેઅતુલ કિરાઆત

ઠે. મવ. અ. હય નગર, મુ.પો. કપ્લેથા,
જી. સુરત. ગુજરાત-ઈન્ડિયા. પીન : ૩૯૪ ૨૩૫,
ફોન : ૦૨૬૧-૨૩૯૩૩૪૦, ૨૩૯૫૧૧૮

તેણીઓ તમારા માટે પોશાક (સમાન) છે અને
તમે તેણીઓ માટે પોશાક (સમાન) છો.

—સૂરએ 'બ-ક-રહ' આયત ૧૮૭

# પતિ-પત્નિના શારીરિક સંબંધો બાબત ઈસ્લામી માર્ગદર્શન

(સંભોગના ઈસ્લામી શિષ્ટાચાર)

(સંભોગના શિષ્ટાચાર (આદાબ) અને હેતુઓ તથા ફઝીલતો વિષે કુર્આન અને હદીષોની રોશનીમાં બુઝુર્ગોના લખાણોનું સંકલન)


સંપાદક

મૌલાના મરગૂબ અહમદ લાજપુરી સા. મ.ઝી.
હાલ-ડયૂઝબરી (યુ.કે.)

અનુવાદક

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સા.



પ્રકાશક

મકતબા મર્ગુબ

મુ. પો. લાજપોર, જી. સુરત.
ગુજરાત-ઈન્ડિયા. પીન-૩૯૪ ૨૩૫
ફોન: ૦૨૬૧-૨૩૯૫૧૨૮

સંપાદક : મવ.મરગુબ અહમદ લાજપુરી સા.મ.ઝી.

અનુવાદક : અબ્દુલ કાદિર ફાતીવાલા સાહબ

આવૃત્તિ : ત્રીજી

પ્રકાશન વર્ષ : ૧૪૩૦ હિ. સ. ૨૦૦૯ ઈ. સ.

પ્રત : ૨૦૦૦

કિંમત રૂા. : ૪૦/-

મેળવવાનું સ્થળ

**મકતબા મર્ગુબ**

મુ. પો. લાજપોર, જી. સુરત.
ગુજરાત-ઈન્ડિયા. પીન-૩૯૪ ૨૩૫
ફોન : ૦૨૬૧-૨૩૯૫૧૨૮

જનાબ હાજી ભાઈમિયાં સાહબ
મુ. પો. લાજપુર, જિ. સુરત- ૩૯૪ ૨૩૫.
ગુજરાત (ઈન્ડીયા)
ફોન : (૦૨૬૧) ૨૩૯૫૧૨૮

**Movlana Margoob Ahmed Lajpuri Sa.**
26, Ashfield, Thornhill Lees
Dewsbury - West Yorkshire
WF 12 JW ENGLAND.

તેણીઓ તમારા માટે પોશાક (સમાન) છે અને
તમે તેણીઓ માટે પોશાક (સમાન) છો.

–સૂરએ 'બ–ક–રહ' આયત ૧૮૭

# પતિ-પત્નિના શારીરિક સંબંધો બાબત ઈસ્લામી માર્ગદર્શન

(સંભોગના ઈસ્લામી શિષ્ટાચાર)

*(સંભોગના શિષ્ટાચાર (આદાબ) અને હેતુઓ તથા ફઝીલતો વિષે કુર્આન અને હદીષોની રોશનીમાં બુઝુર્ગોના લખાણોનું સંકલન)*

સંપાદક

મૌલાના મરગૂબ અહમદ લાજપુરી સા. મ.ઝી.
હાલ–ડયૂઝબરી (યુ.કે.)

અનુવાદક

જનાબ અબ્દુલકાદિર ફાતીવાલા સા.

પ્રકાશક

મકતબા મર્ગુબ
મુ. પો. લાજપોર, જી. સુરત.
ગુજરાત–ઈન્ડિયા. પીન–૩૯૪ ૨૩૫
ફોન : ૦૨૬૧–૨૩૯૫૧૨૮

# અનુક્રમણિકા

પાનું



૫૯

❖ ❖ ❖

# આમુખ

**હીન્દુસ્તાનની વિશ્વવિખ્યાત દિની દર્સગાહ જામીઅહ ઈસ્લામીયહ ડાભેલના સદર મુફતી**

**હઝરત મૌલાના મુફતી અહમદ સાહબ ખાનપુરી (દા.બ.)**

**ખલીફએ અજલ**

**હઝરત મૌલાના મુફતી મહમૂદ હસન સાહબ ગંગોહી (રહ.)**

بِسۡمِ اللّٰہِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ જે જીવન પદ્ધતિ લઈને પધાર્યા છે તે પોતાની સર્વગ્રાહિતાના કારણે માનવજીવનના સર્વ ખૂણાઓ પર પ્રભાવી છે જેમાં પતિ-પત્નિના શારીરિક સંબંધો પણ શામેલ છે. હદીષ અને ફિકહની કિતાબોમાં એના વિષે સુસ્પષ્ટ સૂચનાઓ મૌજૂદ છે. પરંતુ એ વિષયને સ્વતંત્ર રીતે લેખન માટે અપનાવવામાં આવ્યો નથી- એનું કારણ સ્વયંસ્પષ્ટ છે.

વર્તમાનકાળમાં સ્ત્રી-પુરૂષના શારીરિક સંબંધો (Sex) ને પણ એક કળાનું સ્થાન આપવામાં આવ્યું અને ટી.વી. વગેરે આધુનિક સાધનો મારફતે એનો એટલો ધૂમ પ્રચાર કરવામાં આવ્યો કે માનવીના જીવનનો તે સમયગાળો, જેના વિષે આજ સુધી એવું સમજવામાં આવતું હતું કે તેમાં જાતિય (Sex) ના જ્ઞાનની જરૂરત નથી, અર્થાત બાળપણનો ઝમાનો, તેમાંથી પસાર થતી નસલને પણ એનું શિક્ષણ આપવાનું શરૂ કર્યું. અને જાતિય શિક્ષણના નામે એવી નિર્લજ્જ હરકતો શીખવાડવા માડી કે માનવતાનું માથું શરમથી ઝુકી જાય!

આવા સંજોગોમાં જરૂરી થઈ ગયું કે હઝરાત ઉલમાએ કિરામ

એને પોતાના લેખન અને સંપાદન કાર્ય માટે સ્વતંત્ર વિષય બનાવીને પવિત્ર શરીઅતની તાલીમાતને ઉમ્મતની સામે રજૂ કરે, કે જેથી નવજવાન નસલને, સેક્સની બાબતમાં ગેરમાર્ગે જવાથી સુરક્ષિત રાખી શકાય. એટલે એની જરૂરતનો એહસાસ કરીને અઝીઝે મુકર્રમ મૌલાના મર્ગૂબ અહમદ લાજપુરી સાહબ (ઝીદત મકારીમુહુમ)એ કલમ ઉપાડી અને ઉલમા હઝરાતની તરફથી આ ફર્ઝે કિફાયાને અદા કરવાની ધન્યવાદને પાત્ર કોશિશ ફરમાવી. અલ્લાહતઆલા એમની આ કિતાબને કુબૂલિય્યતો શર્ફ અતા ફરમાવીને નવજવાન નસલની નિર્લજ્જ હરકતોથી હિફાઝતનો ઝરિયો બનાવે. (આમીન)

અહકરે આ રિસાલા (પુસ્તિકા) નો એક-એક શબ્દ વાંચ્યો છે અને તમામ/સર્વે ઉલ્લેખિત વિષયોને દુરૂસ્ત જોયા છે.

فَجَزَاهُمُ اللّٰهُ تَعَالٰى اَحْسَنَ الْجَزَاءِ

લિ. અલ્અબ્દ,

અહમદ ખાનપુરી

ઉફિય અન્હુ

૧૧, મુહર્રમ, ૧૪૨૦ હિ. સ.

હઝરત અલ-હાજ મવલાના મુફતી અબ્બાસ બિસ્મીલ્લાહ સા.
નાયબ મુફતી જામેઅહ ડાભેલ (દા.બ.)નો

# અભિપ્રાય

بِاسْمِهٖ تَعَالٰی

حَامِدًا وَّ مُصَلِّيًا وَّمُسَلِّمًا

આજના યુગમાં જે સાહિત્યનો વધુ પ્રમાણમાં પ્રચાર અને પ્રસાર થઈ રહ્યો છે તેમાં અશ્લીલ અને ફિલ્મી સાહિત્ય મોખરે છે જે દ્વારા બેશર્મી બેહયાઈ અને ગંદુ માનસ તૈયાર કરવામાં આવી રહ્યું છે. જેના વિકૃત પરિણામો જગતવાસીઓ ભોગવી રહ્યા છે.

એક સજ્જન એવા અશ્લીલ સાહિત્યમાં પીરસેલી નાપાક ગંદી કલ્પના દ્વારા તૈયાર કરેલી વાતો વાંચે તો તેનું શીર શર્મથી નીચું થઈ જાય છે કે, શું અશરફુલ મખ્લુકાતનું જેને બીરૂદ આપવામાં આવ્યું છે તે માનવનું માનસ જાનવરોથી પણ નીચે ઉતરી ચૂક્યું છે? અને આજની યુવા પેઢી એ સાહિત્યનો અભ્યાસ કરી વાસનાની ભૂખ સંતોષવા કેવા-કેવા કૃત્યો કયાં એ કોની સાથે આચરશે?

એના વિકલ્પ માટે ઈસ્લામની પવિત્ર તઅલીમમાં જે ઉત્તમ અને ઉચ્ચતર માર્ગદર્શન આપવામાં આવ્યું છે તે દર્શાવતું સાહિત્ય વિવિધ ભાષાઓમાં તૈયાર કરવાની સમયની અત્યંત જરૂરી માંગ છે. જેથી ઈસ્લામના પવિત્ર કાનૂનો સુંદર તેમજ સંપૂર્ણ શિષ્ટાચારથી પણ યુવા પેઢી વાકેફ થઈ આ વિષયમાં તુલનાત્મક અભ્યાસ કરી ખરા-ખોટાની સુઝ મેળવે.

અમારા મિત્ર મવ. મરગૂબ અહમદ લાજપુરી સાહબ (દા.બ.) કાબીલે મુબારકબાદ છે કે, વક્તની નઝાકતને સમજી અશ્લીલ

સાહિત્યના વિકલ્પમાં ઈસ્લામની સહીહ રહેનુમાઇ દર્શાવતું આ સાહિત્ય અત્યંત અનોખા અંદાઝમાં મોઅતબર પુસ્તકો દ્વારા તૈયાર કર્યું. અલ્લાહતઆલા મવસુફની આ કિંમતી ખિદમત કબૂલ ફરમાવે અને ખાસ કરી યુવાનો અને યુવતીઓ માટે માર્ગદર્શક બનાવે. (આમીન)

એનો ગુજરાતી અનુવાદ અલ્હાજ જનાબ અ.કાદીર ફાતીવાલા સાહેબે ઘણી જ સાવચેતીથી કર્યો. એમનો આ જલદ વિષયમાં સાવચેત પૂર્ણ અનુવાદ જોઈ પ્રભાવીત થયો છું. અને ગુજરાતી ઈસ્લામી સાહિત્યકારોમાં જે ઉચ્ચ શીખરે એઓ પહોંચી ચુકયા છે. દુઆ કરૂં છું કે અલ્લાહતઆલા વધુ તવફીક અર્પણ કરે અને વધુ ખિદમત લે.

છેવટમાં એ કે ઘડાએલી કલમ મવ. મરગૂબ અહમદ સાહબની અને અનુવાદ નિષ્ણાંત ભાષાંતરકાર અ.કાદીર સાહબનો તો એ બાબતે વધુ કંઈ લખવાનું રહેતું નથી.

આ પુસ્તિકા ઉર્દૂમાં તૈયાર કરવામાં આવી એનો અનુવાદ અંગ્રેજી ભાષામાં થયો અને હવે ગુજરાતી ભાષામાં એ પ્રગટ થઈ રહી છે. જેનો લાભ ગુજરાતી ભાષી અવશ્ય લેશે એવી અપેક્ષા. ફકત.

અબ્બાસ હાફિઝ દાવુદ બિસ્મીલ્લાહ
તા. ૧૫-૬-૧૪૨૨ હિજરી
૪-૯-૨૦૦૧ ઈસ્વી.

# સંપાદકની પ્રસ્તાવના

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

કેટલાક દિવસો પહેલાં એક મજલિસમાં શરીક થવાનો મોકો મળ્યો, તેમાં આલિમો, મુફતીઓ અને મિલ્લતના કેટલાક હમ્દર્દો ભેગા થયા હતા. વિષય હતો – બ્રિટનની સ્કૂલોમાં આપણા નવજવાન બાળકોને સેક્સ એજયુકેશન (Sex Education) જાતિય શિક્ષણના નામથી જે તાલીમ આપવામાં આવે છે તેના વિષે ચિંતન–મનન.

એ મજલિસમાં શરીક થવાના કારણે દિલમાં એવો જુસ્સો પૈદા થયો કે સંભોગના વિષે ઈસ્લામી તાલીમાત સંબંધિત કોઈ સંક્ષિપ્ત પુસ્તિકા સંપાદિત કરવામાં આવે.

આ પહેલાં પણ કેટલીયે વખત નવજવાનોએ આ લખનાર પાસે એના વિષે માહિતી માંગી હતી. ખાસખાસ વાતો ક્યારેક વિસ્તારથી અને ક્યારેક ટૂંકામાં, મોકા પ્રમાણે હું જણાવી દેતો હતો. ત્યારે પણ મગજમાં આ વાત આવતી હતી કે આ વિષય પર કંઈક મવાદ (મેટર) ભેગી કરૂં.

અલબત્ત હયા (શરમ)ના કારણે આ વિષય પર કંઈક લખવામાં સંકોચ અનુભવતો હતો પરંતુ મુફતીએ ગુજરાત, યાદગારે સલફ, હઝરત મૌલાના મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સાહબ લાજપુરી દામત બરકાતુહુમની આ ઈબારત:

"જેવી રીતે જિસ્માની હકીમો એ ડૉકટરોને ઈલાજના સિલસિલામાં ઈન્સાન અને હૈવાન, પુરૂષો અને સ્ત્રીઓની શર્મગાહ (ગુપ્તઅંગો) વિગેરેનું અવલોકન કરવું પડે છે અને શર્મ –

હયાનો લિહાઝ નથી રાખવામાં આવતો, એ જ પ્રમાણે રૂહાની હકીમો (પૈગમ્બરે ઈસ્લામ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના જાનશીન આલિમો, ફકીહો અને મુહદ્દિસો)એ ઈબાદત, મુઆમલાત અને તહારત સંબંધિત અહકામ દાખલા તરીકે: પાકી, નાપાકી, પેશાબ, પાખાના, પાણી, માટી, હૈઝ (માસિક), નિફાસ (સુવાવડ પછી વહેતું લોહી), ગુસલ અને તયમ્મુમ તેમજ બેસવા-ઉઠવાના મસાઈલ અને અહકામ વિસ્તારથી બયાન કર્યા છે. બેશક એમાં એવા મસાઈલ પણ છે જેની મર્યાદા જાળવ્વા વગર નિ:સંકોચ ચર્ચા કરવી, શરમ અને હયાના ખિલાફ લાગે છે. પરંતુ જો શરમ અને હયાનો લિહાઝ કરીને, એનું બયાન કરવામાં ન આવે તો એ મસાઈલને જાણવા માટે બીજી કઈ રીત હોય શકે? સાચે જ મસાઈલમાં શરમ અને હયાની ગુંજાઈશ નથી.''

('ફતાવા રહીમિય્યહ' જિલ્દ ૨, પાનું ૨૨)

ઉપરોક્ત ઈબારત વાંચ્યા પછી કંઈક હિમ્મત થઈ ગઈ. વળી કુર્આને કરીમનું આ એલાન:

وَاللّٰهُ لَا يَسْتَحْيِ مِنَ الْحَقِّ

(અને અલ્લાહતઆલા સાફ-સાફ વાત કરવાથી (કોઈનો) લિહાઝ નથી કરતો.)

-સૂરએ અહઝાબ, આયત : ૫૩

આપણા માટે માર્ગદર્શક છે.

આ પુસ્તિકાના સંપાદનમાં અકાબિર (બુઝુર્ગો)ના લખાણોને એકત્ર કર્યા છે. કોઈ વાત પોતાના તરફથી લખવાનું સાહસ કર્યું નથી. અને એમ પણ મારા જેવો બેઈલ્મ (અજ્ઞાની) પોતાના તરફથી શું લખતે!

મારા મોહતરમ ઉસ્તાઝ મૌલાના ફઝલુર્રહમાન સાહબ આઝમી દામત બરકાતુહુમનું એક વાક્ય સોનાનાં પાણી વડે લખવાના લાયક છે.

આપ લખે છે કે :

"આપણે આપણા પૂર્વજ બુઝુર્ગોથી ફાયદો મેળવનારા અને ભિક્ષાપાત્ર લઈને ફરનારા છીએ. ભિક્ષાપાત્ર લઈને એ હઝરાતના ઈલમ એ તહકીક (સંશોધનો)ના થાળની ફરતે ઘૂમી રહ્યા છીએ." (મુકદ્દમા સહીહ બુખારી પાનું–૧૨)

અંતમાં હું મારા મુહસિન અને મુરબ્બી ઉસ્તાઝે મોહતરમ હઝરત મૌલાના મુફ્તી અહમદ સાહબ ખાનપુરી દામત બરકાતુહુમ (સદર મુફ્તી, જામિઅહ ઈસ્લામિય્યહ તઅલીમુદ્દીન, ડાભેલ)નો શુક્રિયા અદા કરવો જરૂરી સમજું છું કે હઝરતે ઘણી મસ્રૂફિયત અને મશ્ગૂલી હોવા છતાં આ પુસ્તિકાને શરૂથી અંત સુધી અવલોકન ફરમાવીને ઉત્સાહ પ્રેરક આમુખ લખી આપ્યો.

جَزَاكُمُ اللّٰهُ اَحْسَنَ الْجَزَاءِ فِى الدَّارَيْنِ

એ જ પ્રમાણે હઝરત મૌલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી દામત બરકાતુહુમનો પણ આભારી છું કે આપે આ કિતાબ વાંચીને મુબારક પત્ર લખ્યો અને લાભકારક સલાહ–સૂચનો આપ્યા અને એક જગ્યાએ અરબી કાવ્યપંક્તિનો ભાવાર્થ ગલત લખ્યો હતો, તેની ઈસ્લાહ ફરમાવી.

આ કિતાબનો ગુજરાતી અનુવાદ જનાબ અલહાજ અબ્દુલકાદિર ફાતીવાલા સાહબ મદ્દઝિલ્લુહુએ ખૂબ જ સુંદર શૈલીમાં કર્યો, જે જામિઅતુલ કિરાઆત, કફલેતા તરફથી પ્રગટ થયો અને ઘણો જ લોકપ્રિય થયો. અલ્લાહતઆલા એમને પણ

પોતાની શાયાને શાન બહેતર બદલો અતા ફરમાવે, આમીન.

અંગ્રેજી અનુવાદ બાટલી (યુ.કે.)ના એક સાહબ, જનાબ અલહાજ અમીન પાંડોર સાહબે કર્યો. તે પણ જામિઆની તરફથી પ્રકાશિત થયો.

બાદમાં સાઉથ આફ્રિકાના એક આલિમ મૌલાના આદમ સાહબે પણ એનો સરસ અંગ્રેજી અનુવાદ કર્યો અને આફ્રિકાથી ખૂબસૂરત અને સુંદર અંદાઝમાં છપાવ્યો. અલ્લાહતઆલા તેમને પણ જઝાએ ખૈર અતા ફરમાવે, આમીન.

جَزَاكُمُ اللّٰهُ اَحْسَنَ الْجَزَاءِ فِی الدَّارَیْنِ

હકતઆલા આ પુસ્તિકાને દીની ખિદમત ગણી લે અને કામમાં ઈખ્લાસ તથા લિલ્લાહિય્યત નસીબ ફરમાવે, લગઝિશો (ગલ્તીઓ)ને માફ ફરમાવે, આમીન.

મરગૂબ અહમદ લાજપુરી (ડયૂઝબરી)
૧૨, જમાદિલ આખર, ૧૪૧૮ હિ. સ.
૧૩, ઓકટોબર, ૧૯૯૭ ઈ. સ.
મંગળવારની રાત.

# મુબારક પત્ર

(હઝરત મૌલાના) અબ્દુલ્લાહ (સાહબ) કાપોદ્રવી (દા.બ.)
-ટોરેન્ટો, કેનેડા
૫, સફર, ૧૪૨૧ હિજરી સન

અઝીઝુલ કદ્ર મૌલવી મરગૂબ અહમદ સાહબ
સલ્લમહૂ વ ઝાદ ફુમુલ્લાહુ ઈલ્મંવ વ ફઝલન

السلام علیکم ورحمة الله وبركاته

સલામે મસનૂન બાદ -

ઉમ્મીદ છે કે આપ ખૈરિયતથી હશો.

(૧) આપની કિતાબોના પ્રકાશનથી ખૂશી થઈ.

આ હફ્તે 'આદાબુલ જિમાઅ વલ મુબાશરહ' (પતિ-પત્નિના શારીરિક સંબંધો) નામની કિતાબ નઝરથી ગુઝરી. મજકૂર વિષય પર સારું ભાહું ભેગું થઈ ગયું છે. અલ્લાહતઆલા આ રીતે હજુ વધારે ખિદમતની તૌફીક નસીબ ફરમાવે, આમીન.

(૨) પાકિસ્તાનના એક લેખકની કિતાબ 'ખવાતીન કી ઈસ્લામી ઝિંદગી કે સાઈન્સી હકાએક' (મહિલાઓના ઈસ્લામી જીવનની વૈજ્ઞાનિક હકીકતો) પ્રગટ થઈ છે. સારી, લાભકારક કિતાબ છે. એના પાના નંબર ૨૦ (વીસ) ઉપર: 'હૈઝ (માસિક) અને નિફાસ (પ્રસૂતિ પછી સ્ત્રીને લોહી વહેવાના) દિવસોમાં સંભોગનો ત્યાગ' શીર્ષકથી જે વાતો લેખકે લખી છે તે જો યોગ્ય લાગે તો હવે પછીની આવૃત્તિમાં શામિલ કરી લેશો. બીજા પણ કેટલાક વિષયો મજકૂર કિતાબમાંથી લેવા જેવા છે.

(૩) આપની મજકૂર (ઉર્દૂ) કિતાબના પાના નંબર ૧૪ ઉપર જે અરબી અશ્આર (કાવ્યપંક્તિઓ) છે, તેની પ્રથમ પંક્તિનો (ઉર્દૂ) અનુવાદ આ હકીરની નઝદીક સુધારવા લાયક છે.

નાચીઝના ખ્યાલમાં એનો અનુવાદ નીચે મુજબ થશે.

'રાત લાંબી થઈ ગઈ! એનો મોટો ભાગ વીતી ગયો, પરંતુ મારી આંખોમાંથી ઊંઘ ઊડી ગઈ છે! કારણ કે મારી સાથે સહશયન કરનાર કોઈ નથી, જેની સાથે હું ધીંગા–મસ્તી કરી શકું.' (૧)



શબ્દાર્થ:–

- ❑ اَلْاَعْبَصَة નો અનુવાદ ધીંગા–મસ્તી થાય છે.
- ❑ اَرِقَ (س) اَرَقًا રાતે ઊંઘ નહિં આવવી.
- ❑ اَرَقَّدَ જાગૃત રાખવું. આ શબ્દ رِقَّ થી બનેલો નથી, જેવું કે (ઉર્દૂ) અનુવાદક સમજ્યા છે.



- ❑ બીજી પંક્તિમાં ضجيج શબ્દ નથી.

ضجيع અર્થાત ''સહશયન'' કરનાર શબ્દ હોવો જોઈએ. જેવી રીતે (ઉર્દૂ) પાના નંબર ૧૩ ઉપર خليل અને حبيب શબ્દો આવ્યા છે.

- ❑ ضج શબ્દનો અર્થ શોર (ઘોંઘાટ) કરવો થશે. પરંતુ એ શબ્દને અહીં કોઈ સ્થાન નથી.

અહીં ضجيع શબ્દ જ યોગ્ય છે.

- ❑ ..

એનો અનુવાદ બંદાએ (મેં) : ઢળી જવું, વીતી જવું કર્યો છે.

(૧) મૂળ અરબી પંક્તિનો હઝરત મૌલાના અબ્દુલ્લાહ સાહબ કાપોદ્રવી (દા.બ.)એ કરેલા ઉર્દૂ અનુવાદનો આ ગુજરાતી અનુવાદ છે.

આ તો મારું મંતવ્ય છે.

વધુ અલ્લાહ બહેતર જાણનાર છે. (૧)

(૪) ''તઝકેરતુલ મરગૂબ'' અને ''મરગૂબુલ ફતાવા''નો ઈન્તેઝાર રહેશે. છપાય જાય ત્યારે જાણ કરશો, જેથી એનો લાભ લઈ શકું.

(૫) જૂલાઈમાં આપના શહેર (ડયૂઝબરી, યુ.કે.)માં હઝરત મુફક્કિરે મિલ્લત મૌલાના સચ્યિદ અબૂલ હસન અલી મિયાં નદ્‌વી (રહ.) વિષે જે સેમીનાર થનાર છે, તેમાં શરીક થવાનો ઈરાદો છે. અલ અમ્ર બિયદિલ્લાહ.

અલ્લાહતઆલા આ સેમીનારને ઉલમાએ કિરામમાં ઈસ્લામના માટે કામ કરવાનો ઉત્સાહ પેદા કરવાનો ઝરીયો બનાવે,આમીન.

(૬) અસબિયત (ધર્માંધતા, અસહિષ્ણુતા) વિષેનો (આપનો) લેખ કોઈ રિસાલા (સામયિક)માં જોવામાં આવ્યો હતો. આ લેખને અંગ્રેજી, ગુજરાતી ભાષામાં અનુવાદ કરીને દરેક ઈલાકા (પ્રદેશ)માં ફેલાવવાની જરૂરત છે.

---

(૧) મજકૂર શએર નીચે પ્રમાણે છે, જેનો (ઉર્દૂ) અનુવાદ આ લખનારે 'તોહફતુલ ઉરૂસ' (કિતાબ)ના (ઉર્દૂ) અનુવાદના હવાલાથી નકલ કર્યો હતો. જેની હઝરતે ઈસ્લાહ ફરમાવી.

تَطَاوِلُ هٰذَا اللَّيْلُ وَ ازْوَرَّ جَانِبَه

وَ اَرَّقَنِى عَلىٰ اَن لاَّ ضَجِيْجَ الاَعِبَهْ

ભાવાર્થ: રાત ભીંજાતી ચાલી ગઈ અને એનો છેડો લંબાયો. મને આ વાતનું રડવું આવે છે કે અહીં શોર કે હંગામો નથી, જેનાથી હું દિલને બહેલાવી શકું.

આ અજ્ઞાની અસહિષ્ણુતાએ મુસલમાનોને ઘણું નુકસાન પહોંચાડ્યું છે. અલ્લાહતઆલા આપણા બધાની હિફાઝત ફરમાવે અને મુસલમાનોને એક કલિમાની બુનિયાદ પર સીસુ પાયેલા પાયા સમાન અતિ મજબૂત બનાવી દે. (૧)

(૭) મુહતરમ મૌલાના યાકૂબ કાસિમી સાહબ, મૌલાના મુસ્લિહુદ્દીન સાહબ, મુફ્તી યૂસુફ સાચા સાહબ.... વિગેરે ઉલમા અને અહબાબ (સ્નેહીઓ)ની ખિદમતમાં સહૂલત, યાદ અને કંઈ અવરોધ ન હોય તો (મારા) સલામે મસનૂન અર્ઝ ફરમાવી દેશો.

(૮) બંદાના (મારા) માટે ઈસ્તેકામત અને હુસ્ને ખાતિમહ (ઈમાન પર મોત)ની દુઆની વિનમ્રતાપૂર્વક દરખાસ્ત છે.

આપનો ભાઈ,

—અબ્દુલ્લાહ કપોદ્રવી
હાલમાં નિવાસ સ્થાનઃ ટોરેન્ટો, કેનેડા

(૧) આ (કિતાબ) લખનારે અસ્બિયત (ધર્માંધતા, અસહિષ્ણુતા) વિષે કેટલાક લેખો લખ્યા હતા જે 'રિયાઝુલ જન્નહ' ઉર્દૂ માસિક, જોનપૂરના સપ્ટેમ્બર, ૧૯૯૬ના અંકમાં, 'અલ ફારૂક' ઉર્દૂ માસિક, કરાંચીના શાબાન, ૧૪૧૭ હિ.સ.ના અંકમાં, 'અઝાને બિલાલ' ઉર્દૂ માસિકના જૂલાઈ, ઓકટોબર, નવેમ્બર, ૧૯૯૬ ઈ.સ.ના અંકમાં, 'બય્યિનાત' ઉર્દૂ માસિક, કરાંચીના રજબ, ૧૪૨૧ હિજરી સન મુતાબિક નવેમ્બર-૨૦૦૦, સપ્ટેમ્બર-૨૦૦૧, ફેબ્રુઆરી-૨૦૦૩ માં પ્રગટ થયા હતા, તેના જ તરફ ઈશારો છે.

સંભોગના વિષય પર અલ્લામા ઈબ્ને કય્યિમ જૌઝિય્યહ (રહ.)ની (કિતાબ) 'તિબ્બે નબવી'માં સર્વગ્રાહી લખાણ વાંચવામાં આવ્યું. એ લખાણ અહીં પ્રસ્તાવનામાં રજૂ કરી દેવામાં આવ્યું છે.

–સંપાદક

## તિબ્બે નબવીમાં સંભોગના ઉત્તમ કાનૂનો

સંભોગ અને કામશક્તિ વિષે પણ આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ની હિદાયત તમામ હિદાયતો કરતા ક્યાંયે ચઢિયાતી છે. એને અપનાવીને તંદુરસ્તીનું જતન કરવું શક્ય છે. અને એના જ મારફતે લિઝઝત અને આનંદની સંપૂર્ણ સુવિધા પ્રાપ્ત કરી શકાય છે.

સંભોગ અને કામશક્તિની પદ્ધતિ જે હેતુઓને નઝર સમક્ષ રાખીને કરવામાં આવી છે તે હેતુઓ પ્રાપ્તિની પણ આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ના જ તરીકા પર ચાલવાથી શક્ય છે.

સંભોગ ત્રણ બાબતોના માટે આયોજીત થયો છે, અને સંભોગના એ જ હકીકી હેતુઓ છે.

## સંભોગના ત્રણ હેતુઓ

**પહેલો હેતુ–**

નસલે ઈન્સાની (માનવવંશ)ને બાકી રાખવો અને નિરંતર ચાલુ રાખવો.

સંભોગ મારફતે જ સમગ્ર માનવજાતનું બાકી રહેવું શક્ય છે. અને અલ્લાહે માનવોની સંખ્યા પણ પોતાના ઈલ્મ પ્રમાણે દુનિયામાં નક્કી કરી છે. એની પરિપૂર્ણતાનો એક માત્ર ઝરિયો સંભોગ છે.

**બીજો હેતુ–**

તે વિર્યનો નિકાલ કરવો જેના અટકી જવાથી અને એકત્ર થવાથી સમગ્ર શરીરને નુકસાન અને હાનિ પહોંચે છે.

**ત્રીજો હેતુ-**

ખ્વાહિશ પૂરી કરવી, આનંદ માણવો અને અલ્લાહતઆલાની નેઅમતથી લાભ મેળવવો. વળી એજ એક એવો લાભ છે, જે ઈન્સાનને જન્નતમાં પ્રાપ્ત થશે કારણ કે ત્યાં ન તો વંશમાં વૃદ્ધિ થશે અને ન તો સંભોગ મારફતે વિર્ય સ્ખલન કરવાનો હેતુ હશે.

## સંભોગ તંદુરસ્તી જાળવવાનો ઝરિયો છે

દુનિયાના તમામ મોટા નિષ્ણાંત ડૉક્ટરોનું મંતવ્ય છે કે સંભોગ તંદુરસ્તી જાળવવા માટેનો એક બેહતરીન (સર્વોત્તમ) ઝરીયો છે.

હકીમ જાલીનૂસે લખ્યું છે કે :

વિર્યના મૂળ તત્વ ઉપર આગ અને હવાનું વર્ચસ્વ હોય છે. એની પ્રકૃતિ ગરમ-ઠંડી છે. એનું કારણ એ છે કે શરીરના મૂળ અંગોને પોષણ આપનાર વિશુદ્ધ લોહીમાંથી એ બને છે.

જ્યારે વિર્યની હકીકત સ્પષ્ટ થઈ ગઈ તો એ પણ જાણવું જોઈએ કે એનો શરીરમાંથી નિકાલ કરવાનો અને સ્ખલન કરવાનો કોઈ મોટો મકસદ અને હેતુ નઝર સમક્ષ હોવો જોઈએ. એના (બે) હેતુઓ છે :

(૧) નસલે ઈન્સાની (માનવવંશ)નું સંરક્ષણ.

(૨) એકત્ર થયેલા વિર્યનો નિકાલ કરવો.

એટલે જ જેનું વિર્ય સ્થગિત થઈ જાય તે ઘણા મૂઝી (કસ્ટદાયક), કાતિલ (જીવલેણ) અને ઘાતક રોગોનો શિકાર થાય છે. દાખલા તરીકે: વસ્વસા, ગાંડપણ, મિરગી (વાઈ, ફેફ્ળુ, હિસ્ટીરીયા)...... વગેરે.

અને એના યોગ્ય ઉપયોગથી માનવી આ દુષ્ટરોગોથી મહદઅંશે સુરક્ષિત રહે છે. કારણ કે જો વધારે દિવસો સુધી વિર્ય રોકાઈ રહે તો દુષિત થઈ જાય છે અને ઝહરીલું સ્વરૂપ ઈખ્તિયાર કરી લે છે. જે ભયંકર રોગોનો સબબ બને છે જેવું કે અત્યારે

અમે બયાન કર્યું. એટલા જ માટે સંભોગ ન કરવાના કારણે જ્યારે વિર્યમાં વિપુલતા થઈ જાય છે ત્યારે તબીઅત (પ્રકૃતિ) અને એહતિલામ (સ્વપ્નદોષ) મારફતે બહાર કાઢી નાંખે છે.

## માનવી ત્રણ વાતોનો નિશ્ચય કરી લે

કેટલાક બુદ્ધિમાન લોકોનું કહેવું છે કે :

માનવીએ પોતે ત્રણ વાતોનો નિશ્ચય કરી લેવો જોઈએ.

(૧) ચહલ કદમી કરવાનું (ટહેલવાનું) છોડી ન દે. જો ક્યારેક કોઈક જરૂરતના કારણે છોડી દે તો એમાં કંઈ વાંધો નથી.

(૨) ખાવું છોડી ન દે, કારણ કે એનાથી આંતરડા સંકોચાઈ જાય છે.

(૩) સંભોગ કરવાનું છોડી ન દે, કારણ કે જે કુવામાંથી પાણી કાઢવામાં આવતું નથી, તે સૂકાઈ જાય છે.

## સંભોગ ન કરવાના નુકસાનો

મુહમ્મદ બિન ઝકરિય્યહનું બયાન છે કે :

લાંબા સમય સુધી સંભોગ ન કરવાથી

- પુરૂષની કામશક્તિ (મર્દાઈ) જતી રહે છે.
- વિર્યના માર્ગમાં અવરોધ આવશે (સંકોચાઈ જશે) અને
- પુરૂષનું લિંગ (શિશ્ન, ગુપ્ત અંગ) સંકોચાઈ જશે.

આગળ બયાન કરે છે કે :

મેં એક જમાઅતને જોઈ કે તેણે ખુશ્ક મિઝાજી (મૂંજી સ્વભાવ) અને તકવા તેમજ પરહેઝગારીના કારણે સંભોગ કરવાનું છોડી દીધું તો :

- તેમના શરીરો ઠંડા પડી ગયા,

- તેમના માટે હરવું ફરવું મુશ્કેલ થઈ ગયું અને
- તેમના ઉપર કોઈ કારણ વગર મુશ્કેલીઓ નાઝિલ થઈ,
- તેમની ખ્વાહિશાત (કામેચ્છા) ખત્મ થઈ ગઈ અને
- તેમની પાચનશક્તિ કમઝોર થઈ ગઈ.

## સંભોગના ફાયદાઓ

સંભોગ કરવાનો એક ફાયદો એ છે કે :

- આદમીની નિગાહ નીચી થઈ જાય છે.
- નફસ (મન) ઉપર સંયમ (કંટ્રોલ) થઈ જાય છે.
- હરામકારીથી બચેલો રહે છે.
- હરામકારીથી બચવાની ભાવનાના કારણે તેને નિકાહની ઈચ્છા અને પત્નિ પ્રાપ્ત કરવાની તમન્ના ઉભરે છે. જેનાથી એને દુન્યવી અને ઉખ્રવી બન્ને પ્રકારના ફાયદા મળે છે ઉપરાંત ઔરતથી નફો ઉઠાવે તે વધારામાં.

એ જ કારણે અલ્લાહના પયગમ્બર (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) એનો બેહદ લિહાઝ રાખતા અને એને પસંદ ફરમાવતા.

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પોતે ફરમાવતા હતા કે,

''તમારી દુનિયાની બે ચીઝો મને પસંદ છે.''

એક ઔરત અને બીજી ખૂશ્બૂ. (૧)

---

(૧)ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)એ (મુસ્નદ) જિ. ૩, પા. ૧૨૮, ૧૯૯માં નસાઈ એ 'કિતાબુન ઈશરતુન નિસાઅ'ના 'બાબે હુબ્બુન નિસાઅ' હેઠળ આ હદીષને હઝરત અનસ બિન માલિક (રદી.)થી નકલ કરી છે. એની સનદ હસન છે અને હાકિમે એની તસ્હીહ કરી છે.

## ઈમામ અહમદ (રહ.)નું કથન

'કિતાબુઝ ઝુહદ'માં ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.)એ આ હદીષ વિષે એક સૂક્ષ્મ નુકતો બયાન કર્યો છે કે :

'હું ખાવા-પીવાથી અટકી શકું છું, પરંતુ ઔરતોથી સંભોગ કરવાથી અટકવું મારા માટે મુશ્કીલ છે.'

## નુકસાનકારક સંભોગ

નુકસાનકારક સંભોગના બે પ્રકાર છે.

(૧) શરઈ રીતે નુકસાનકારક સંભોગ

- શરઈ રીતે નુકસાનકારક સંભોગ હરામ છે.
- એના કેટલાક દરજાઓ છે જે તેના લક્ષણો અને મરતબાઓ પ્રમાણે જુદી જુદી સંભાવનાઓ ધરાવે છે.
- કેટલાક (સંભોગ) ઘણાં વધારે બદતર હોય છે અને હરામ હોવાની કક્ષા સુધી બૂરા હોય છે.
- તહરીમે આરિઝ (અમુક ચોક્કસ સમય મર્યાદા પૂરતું હરામ હોવું) તહરીમે લાઝિમના કરતાં કમતર દરજાનું છે. જેમ કે:-
  - એહરામની હાલતમાં (સંભોગ હરામ હોવું),
  - રોઝહની હાલતમાં (સંભોગ હરામ હોવું),
  - એઅતિકાફની હાલતમાં સંભોગ હરામ હોવું, અથવા

  ઝિહાર (૧) કરનાર શખ્સનું કફ્ફારો અદા કરવાથી પહેલાં સંભોગ કરવું હરામ હોવું.

---

(૧)ઝિહાર

કોઈ શખ્સ એની ઔરત માટે એમ કહે કે : 'એ ઔરત હવે મને મારી માં બહેન સમાન છે.'

અને એની નિય્યત એ હોય કે જેમ માં બહેન સાથે સુહબત હરામ

- હૈઝ (માસિક) વાળી ઔરત સાથે સંભોગ કરવું હરામ હોવું.....વગેરે.

ઉપરોક્ત સર્વ પ્રકારોમાં સંભોગ કરવાથી કોઇ શરઈ હદ (સઝા) લાગુ નથી થતી.

## તહરીમે લાઝિમ

તહરીમે લાઝિમના બે પ્રકારો છે.

(૧)પહેલો પ્રકાર એ છે કે તેમાં હિલ્લત (હલાલ હોવા)ની કોઇ સૂરત ન હોય, જેમ કે મહરમ ઔરતો (૧) સાથે સંભોગ કરવો એ બદતરીન પ્રકારનો સંભોગ છે.

એવા લોકોને ઉલમાની એક જમાઅત દાખલા તરીકે ઈમામ અહમદ બિન હમ્બલ (રહ.) વગેરેના નઝદીક કતલ કરી દેવું વાજિબ છે. એ સિલસિલામાં એક હદીષે મરફૂઅ (૨) પણ મોજુદ છે. (૩)

---

છે, તેમ મેં એની સાથે સુહબત હરામ કરી લીધી. તો શરીઅતની ભાષામાં એને 'ઝિહાર' કહે છે. જેનો હુકમ એ છે, કે તલાક તો થતી નથી, પણ સુહબત વગેરે હરામ થઈ જાય છે. જ્યાં સુધી તેનો કફ્ફારો નહિં અપાય ત્યાં સુધી. અને એનો કફ્ફારો પણ તે જ છે, જે રમઝાનના ફર્ઝ રોઝા તોડવાનો છે, અર્થાત્, પુરા બે મહિના રોઝા રાખે અને અગર મરઝ (બિમારી) વિગેરેને કારણે રોઝા રાખવાની તાકત ન હોય, તો સાઠ (૬૦) ફકીરોને ખવડાવે.

એવો કફ્ફારો અદા કરી લીધા પછી તેની સાથે સુહબત વગેરે હલાલ થઈ જશે.

('મુસ્લિમ ગુજરાત ફતાવા સંગ્રહ' ઈ.સ. ૨૦૦૦ની નવી આવૃત્તિ ભાગ-૪, પાનું-૨૪૮, ફત્વા નં.-૪૧૪ ના આધારે)

(૧)મહરમ ઔરતો: તે ઔરતો જેની સાથે નિકાહ હરામ છે.

(૨)હદીષે મરફૂઅ: તે હદીષ જેના રાવીઓ (નકલ કરનારાઓ)નો સિલસિલો રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સુધી પહોંચે.

(૩)- ઈમામ અહમદએ (હદીષ નં. ૨૯૫૨) માં
- અબૂ દાવૂદએ (હદીષ નં. ૪૪૫) માં
- તિરમિઝીએ (હદીષ નં. ૧૩૬૨) માં
- નસાઈએ (હદીષ નં. ૧૦૯૬) માં
- ઈબ્ને માજાએ (હદીષ નં. ૨૬૦૭) માં

બરાઅ ઈબ્ને આઝિમ (રદી.)થી રિવાયત નકલ કરી છે. એ રિવાયત આ પ્રમાણે છે.

અર્થાત્:

હું મારા મામાથી મળ્યો જેમણે ઝંડો ઝાલેલો હતો. મેં પૂછયું કે,

'ક્યાંનો ઈરાદો છે?'

તેમણે જવાબ આપ્યો કે,

'અલ્લાહના પૈગમ્બર સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમે એવા આદમી તરફ મોકલ્યો છે, જેણે પોતાના બાપની બીવી સાથે નિકાહ કર્યા, કે હું તેને કત્લ કરીને તેના માલ જપ્ત કરી લઉં.'



આ હદીષની સનદ હસન છે.

એને અબૂ દાવૂદે પણ (હદીષ નં. ૪૪૫૬)માં મુસ્દદની હદીષથી અને ખાલિદ બિન અબ્દુલ્લા અન મુતરિફ અન અબીલ લહમ બિન આઝિબની સનદ સાથે આ શબ્દો સાથે નકલ કરી છે:

હું મારા ખોવાયેલા ઊંટની તલાશમાં હતો કે એક કાફિલો ઝંડા સાથે મારી સામે આવ્યો અને ગામડાના લોકો મારી આસપાસ ઘુમવા લાગ્યા, હુઝૂર સલ્લલ્લાહો અલૈહિ વસલ્લમ સાથેના મારા સંબંધોના કારણે, તે પછી બધાં એક કુબ્બા (ગુંબદ)ની પાસે પહોંચ્યા અને તેમાંથી એક શખ્સને શોધી કાઢયો અને તેને કત્લ કરી દીધો.

મેં એ બાબતમાં પૂછપરછ કરી તો લોકોએ બતાવ્યું કે,

'એણે પોતાના બાપની બીવી સાથે નિકાહ કરી લીધા હતા.'



આ હદીષની સનદ સહીહ છે.

અને મુસ્નદમાં (પાના નં. ૨૯૫૪) માં આ હદીષ :

ઈસ્બાત અને મુતરિફ અન અબીલ લહમ અન અબીલ બરાઅ મારફતે નકલ થયેલી છે.

અને આપના કૌલ અઅ-ર-સ વિષે ખતાબીએ બયાન કર્યું કે,

'તેણે બાપની બીવીને પોતાની બીવી બનાવીને તેની સાથે સંભોગ કર્યો.'



આ હદીષથી એ પણ જાણવા મળ્યું કે મહરમ ઔરતો સાથે સંભોગ કરવું ઝિના (વ્યભિચાર અને હરામકારી)ના દરજામાં છે.

ઈબ્ને માજાએ (હદીષ નં. ૨૬૦૮)માં સહીહ સનદની સાથે અન મુઆવિય્યહ બિન કુર્રહ અને અબીહના મારફતે આ પ્રમાણે રિવાયત કરી છે.

(ફૂટનોટ પૂરી થઈ)

---

**(૨)બીજો પ્રકાર એ છે કે જેનું હલાલ હોવું શક્ય હોય જેમ કે કોઈ શાદીશુદા (પરણેલી) અજનબી ઔરત સાથે ઝિના (વ્યભિચાર) કરવામાં બે પ્રકારના હક્કોનું નુકસાન થાય છે.**

- **એક અલ્લાહનો હક્ક**
- **બીજો શૌહર (પતિ)નો હક**
- **અને જો બળાત્કાર કરવામાં આવ્યો હોય તો ત્રણ હક્કો નષ્ટ થાય છે.**
- **અને જો એના સગા સંબંધીઓ હોય જેઓ આ બદકારીને આર અને શરમજનક (ધૃણાસ્પદ) સમજતા હોય તો ચાર હક્કો નષ્ટ થાય છે.**

- અને જો તે (ઔરત) ઝિના કરનાર (પુરૂષ)ની મહરમ હોય તો એમાં પાંચ હક્કો નષ્ટ થાય છે.
- સંભોગ જેટલા દરજ્જે હરામ હોય, તે પ્રમાણે તેના નુકસાનો ગણવા જોઈએ.

## સ્વાભાવિક (પ્રાકૃતિક) નુકસાનકારક સંભોગ

એના પણ બે પ્રકારો છે.

(૧) જેમાં નુકસાન કૈફિયત પ્રમાણે હોય, જેનું બયાન ઉપર આવી ગયું.

(૨) જેમાં પ્રમાણ અને માત્રા (મિકદાર) પ્રમાણે નુકસાન હોય.

દાખલા તરીકે સંભોગોની કસરત (અધિકતા, વિપુલતા, અતિશયતા) (૧)

સંભોગની કસરત (અતિશયતા)ના કારણે :-

- શક્તિ ઘટી જાય છે.
- શરીરના સ્નાયુઓ, નસો અને ચેતાતંત્ર કમજોર થઈ જાય છે.

---

(૧)હદીષમાં સંભોગની કસરત (અધિકતા, વિપુલતા, અતિશયતા) પર ફખ્ર (ગર્વ)ને હરામ ફરમાવ્યું છે. એનાથી માલૂમ થયું કે સંભોગની કસરત (અતિશયતા) કોઈ સારી ચીઝ નથી.

ફરમાવ્યું, 'અસ્સબાઅ હરામ.'

અર્થાત: સંભોગની અતિશયતા પર ફખ્ર કરવું હરામ છે.

('ફૈઝુલ કદીર' જિલ્દ ૪, પાનું ૧૭૭, હદીષ નં. ૪૭૯૨)
('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૪૯, હદીષ નં. ૪૪૮૬૮)

- હાથ, પગ વગેરે અંગો ધ્રુજવા, લકવો થવો, શરીરના અંગો જકડાઈ જવા અથવા તેમાં ખેંચ આવવું..... વગેરે જીવલેણ બીમારીઓ ઘેરી લે છે.
- નિગાહ અને બીજા અંગોમાં કમઝોરી આવી જાય છે.
- હરારતે ગરીઝી (બદનની કુદરતી ગરમી) મંદ પડી જાય છે.
- (શરીરના કચરાનો નિકાલ કરનાર) ઉત્સર્ગ તંત્રના માર્ગો પહોળા થઈ જાય છે, જે નકામા, નુકસાનકારક કચરાનું લક્ષ્યસ્થાન બની જાય છે.

## સંભોગના ફાયદાકારક અને નુકસાનકારક સમયો

- સંભોગનો શ્રેષ્ઠ સમય ખોરાક જઠરમાં પચી ગયા પછી છે.
- સાથે જ ઋતુની અનુકૂળતા હોવી પણ જરૂરી છે.
- ભૂખ્યા હોય ત્યારે સંભોગ કરવાની મનાઈ છે. એનાથી હરારતે ગરીઝી (શરીરની કુદરતી ગરમી) મંદ થઈ જાય છે.
- ભરેલા પેટે (ખાધા પછી તરત) પણ સંભોગ કરવો ન જોઈએ. કારણ કે એ સમયે સંભોગ કરવાથી તીવ્ર રોગો પૈદા થઈ જાય છે.
- એ જ પ્રમાણે થાકેલા હોય ત્યારે પણ સંભોગ કરવું નુકસાનકારક છે.
- ગુસલ કરવા બાદ સંભોગ કરવું પણ ઘણું નુકસાનકારક છે.
- ઊલ્ટી (વોમિટ) કરવા પછી, ઓકવા પછી સંભોગ કરવું પણ અતિ નુકસાનકારક છે.
- કોઈ નફસાની કૈફિયત (મનોભાવ) તરીકે રંજ અને ગમ

અથવા આનંદ અને ઉલ્લાસના અતિરેક (અધિકતા) વખતે પણ સંભોગ બેહદ નુકસાનકારક છે.

- સંભોગનો ઉમદા સમય રાતનો એક હિસ્સો (પહર) પસાર થયા પછી છે, જ્યારે ખોરાકની પાચનક્રિયા પૂર્ણ થઈ ગઈ હોય.

## સંભોગ પછી શું કરે

- સંભોગ પછી ગુસલ અથવા વુઝૂ કરે અને સૂઈ જાય.
- સંભોગ પછી ગુસલ કરીને સૂઈ જવાથી તેની વપરાયેલી શક્તિ ફરીથી પ્રાપ્ત થઈ જાય છે.
- સંભોગ પછી હરકત (પ્રવૃત્તિ) અને રિયાઝત (કસરત, વ્યાયામ) કરવાથી બચે કારણ કે એનાથી અસામાન્ય નુકસાનનો સંભવ છે. (૧)

## ખૂબસૂરત બીવી તરફ જોવાથી નઝર તેઝ થાય છે

એક હદીષમાં ફરમાવ્યું,

'અન્નઝરુ ઈલલ મરઅતિલ હસનાઈ વલ્ખઝરતિ યઝિદાનિ ફિલ્બસર.'[૨]

અર્થાત્

ખૂબસૂરત બીવી અને સરસબ્ઝ (હરિયાળી) વસ્તુ તરફ જોવું દર્શનશક્તિને વધારે છે.



(૧)ઈબ્ને કય્યિમનો કલામ અહીં પૂર્ણ થયો.

(૨)'કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૨૭૩, હદીષ નં. ૪૪૪૨૧
'ફૈઝુલ કદીર' જિલ્દ ૬, ૩૮૯, હદીષ નં. ૯૩૨૧

અબૂ નઈમની એક રિવાયતમાં આ શબ્દો આવ્યા છે :

'અન્નઝરુ ફી વજહિલ મર્અતિ.'

અર્થાત્

ખૂબસૂરત બીવીના ચહેરાની તરફ જોવું દર્શન શક્તિમાં વધારાનો સબબ છે.

અલ્લામા અબ્દુર્રઉફ મનાવી (રહ.) આ હદીષની તશ્રીહ (વિવરણ)માં ફરમાવે છે :

'નઝરુહુ ઈલા જમાલિ હલિલિહી યકુફ્ફુ બસુરહૂ અન ગૈરિહા ફ તકવા બસિરતુ હદાહુ વ યઅમનુ ઝુલ્મતુ હવાહુ.'

અર્થાત્:

બીવીની ખૂબસૂરતીની તરફ નઝર કરવું ગૈરની તરફ નઝરબાઝી કરવાથી બચાવે છે. એટલે એનાથી ખ્વાહિશાત (વાસના)ની ઝુલ્મત (અંધકાર)થી અમન (સુરક્ષા) મળે છે. અને હિદાયતની બસીરત (હૃદયની દ્રષ્ટિ)ને કુવ્વત મળે છે.

('ફૈઝુલ કદીર' જિલ્દ ૬, પાનું ૩૮૯, હદીષ નં. ૯૩૨૧)

## પરાઈ સ્ત્રીને જોવું હરામ છે

ઉપરની હદીષે પાકના શબ્દો 'મર્અહ' સ્ત્રીથી કોઈ પરાઈ સ્ત્રીને જોવું જાઈઝ હોવાનો અર્થ ન કાઢે કારણ કે પરાઈ સ્ત્રીની તરફ જોવું તો હરામ છે અને તેને આંખનો ઝિના (વ્યભિચાર, બદકારી) ફરમાવવામાં આવ્યો છે.

અહીં 'સ્ત્રી' શબ્દનો હેતુ બીવી (પત્ની) છે.

('ફૈઝુલ કદીર' જિલ્દ ૬, પાનું ૩૮૯, હદીષ નં. ૯૩૨૧)

## બીવીની તરફ જોવું અને તેના હાથને સ્પર્શવું ગુનાહોને માફ કરે છે

હદીષમાં ફરમાવ્યું:

'શૌહર (પતિ) જ્યારે પોતાની બીવીને જુએ અને બીવી પોતાના શૌહરને જુએ તો અલ્લાહતઆલા તે બન્ને (મિયાં-બીવી, પતિ-પત્નિ)ની તરફ રહમતની નઝરથી જુએ છે, પછી જ્યારે શૌહર પોતાની બીવીની હથેળીને પકડે છે તો બન્નેના ગુનાહો તેમની આંગળીઓના ટેરવાઓથી ખરી પડે છે.'

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૨૭૬, હદીષ નં. ૪૪૪૩૭)

## બીવી સાથે સંભોગ કરવાથી સદકાનો સવાબ મળે છે

હઝરત અબૂઝર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ફરમાવ્યું,

- દરેક તસ્બી અર્થાત્ 'સુબ્હાનલ્લાહ' કહેવું સદકો છે.
- દરેક તકબીર અર્થાત્ 'અલ્લાહો અકબર' કહેવું સદકો છે.
- દરેક તહમીદ અર્થાત્ 'અલ્હમ્દુલિલ્લાહ' કહેવું સદકો છે.
- દરેક તહલીલ અર્થાત્ 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' કહેવું સદકો છે.
- નેકીનો હુકમ કરવો સદકો છે.
- દરેક બૂરાઈથી રોકવું પણ સદકો છે અને
- પોતાની બીવી કે પોતાની લોંડીથી સુહબત (સંભોગ) કરવું સદકો છે.



સહાબા (રદિયલ્લાહુ અન્હુમ) એ પૂછયું કે,

'યા રસૂલુલ્લાહ ! અમારામાંથી કોઈ પોતાની શહવત (વાસના) પૂરી કરે અને તેને એમાં સવાબ મળે?!'

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

'મને બતાવો કે જો કોઈ શખ્સ હરામ ઝરિયો (અર્થાત્: ઝિના, બદકારી)થી પોતાની વાસના પૂરી કરે તો શું તેને ગુનોહ મળશે કે નહિં?'

(જાહેર છે કે ચોક્કસ તેને ગુનોહ મળશે.)

'તો એ જ પ્રમાણે જ્યારે તે હલાલ ઝરિયા (અર્થાત્ પોતાની બીવી અને પોતાની લોંડી)થી વાસના પૂરી કરશે તો તેને સવાબ મળશે.'

('મુસ્લિમ', 'મિશ્કાત', બાબ ફઝલુસ્સદકહ)

## સંભોગ કઈ નિય્યતથી કરે

સંભોગ માત્ર આનંદ માણવાની નિય્યતથી કરવો નહિં જોઈએ બલ્કે

- ગુનાહથી બચવાની,
- તકવો (પરહેઝગારી) પ્રાપ્ત કરવાની,
- પાકદામની અને ઈફ્ફત (સુશિલતા)ની,
- નેક, સાલેહ ઔલાદ પ્રાપ્ત કરવાની નિય્યતથી કરવો જોઈએ.

## એવો સંભોગ હઝાર વર્ષની ઈબાદતથી બેહતર છે

અલ્લામા ઈબ્ને જૌઝી (રહ.)એ કેટલી ઉમદા વાત લખી છે!

તેઓ ફરમાવે છે કે :

'ઘણી વખત શરીર સમાગમ અને સંભોગના પરિણામે એવો છોકરો પૈદા થાય છે જેમ કે:-

- ઈમામ અબૂ હનીફા (રહ.)
- ઈમામ અબૂ યુસુફ (રહ.)
- ઈમામ મુહમ્મદ (રહ.) અને
- ઈમામ અહમદ (રહ.)

એવો સંભોગ હઝાર વર્ષની ઈબાદતથી બેહતર થઈ જાય છે.'

('તલ્બીસે ઈબ્લીસ' ઉર્દૂ પાનું-૩૯૬)

## સંભોગ કેટલી મુદ્દતમાં કરવો જોઈએ

સંભોગ ઔરતનો હક છે.

હવે સંભોગ અઠવાડિયામાં એક વખત કરે કે મહિનામાં તે બાબતમાં મૌલાના ખાલિદ સૈફુલ્લાહ રહમાનીએ 'જદીદ ફિકહી મસાઈલ' (કિતાબ)માં જે ચર્ચા કરી છે, તેને નકલ કરી દેવું જ પૂરતું સમજું છું.

## જમ્હુર અને ઈબ્ને હઝમનું મંતવ્ય

ઈબ્ને હઝમ (રહ.)નું મંતવ્ય (રાય) છે કે દરેક તોહર (દર મહિને ઔરતના માસિકના દિવસો સિવાયના બાકીના પાક-સાફ દિવસોના સમયગાળા)માં (૧) ઓછામાં ઓછો એક વખત પતિએ પત્નીથી સંભોગ કરવો વાજિબ છે કે કારણ કે અલ્લાહતઆલાનો ઈરશાદ છે:

فَإِذَا تَطَهَّرْنَ فَأْتُوهُنَّ مِنْ حَيْثُ أَمَرَكُمُ اللَّهُ ط

(પછી જ્યારે તેણીઓ સારી રીતે પવિત્ર થઈ જાય ત્યારે, અલ્લાહે તમને હુકમ આપ્યો છે ત્યાંથી, તેણીઓ પાસે જાઓ.)

-સૂરએ 'બ-ક-રહ', આયત : ૨૨૨

---

(૧)એટલે મહિનામાં એક વખત કારણ કે ઔરતને દર મહિને એક વખત માસિક (હૈઝ) આવે છે તો પછી જ્યારે પાક હોય ત્યારે સંભોગ કરવું વાજિબ છે. એક રિવાયતથી પણ એનું સમર્થન થાય છે :

'યકફિલમુઅમિનુ અલવકઅતુ ફિશ્હર'

(મોમિનના માટે મહિનામાં એક વખત સંભોગ કરવો પૂરતો છે.)

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૪૯, હદીષ નં. ૪૪૮૬૭)

અને શૈખ સાબિકે લખ્યું છે કે :

જમ્હૂર (બહુમતિ) ઉલમાનું મંતવ્ય (રાય) એ જ છે.

'વઝ-હ-બ જમ્હૂર ઉલ્માઈ ઈલામા ઝ-હ-બ ઈલૈહિ ઈબ્નુ હઝ્મ મિનલ વુજૂબી અલલ રજૂલિ ઈઝા લમ યકુલ્લહુ ઉઝ્ર.'

## ઈમામ અહમદ (રહ.)નું મંતવ્ય

ઈમામ અહમદ (રહ.)નું મંતવ્ય છે કે ઓછામાં ઓછા ચાર મહિનામાં એક વખત (પત્ની સાથે) સંભોગ કરવો વાજિબ છે. એટલા માટે કે 'ઈલા' (૧) ની મુદ્દત ચાર મહિના છે. અને જો શૌહર (પતિ) સફરમાં હોય તો છ મહિનામાં એક વખત જરૂર આવે અને સુહબત (સંભોગ) કરે અહીં સુધી કે જો એવું કરવાથી ઈન્કાર કરી દે અને ઔરત અલગ થવાની માંગણી કરે તો કાઝી બન્નેવમાં તફરીક (લગ્ન વિચ્છેદ) કરી દેશે.

---

(૧)ઈલા - જેણે કસમ ખાય એમ કહ્યું કે :

- ખુદાની કસમ હવે સુહબત (સંભોગ) કરીશ નહિં.
- ખુદાની કસમ તારી સાથે કદી સુહબત કરીશ નહિં.
- હું કસમ ખાઉં છું કે તારી સાથે સુહબત કરીશ નહિં.

અથવા કોઈ બીજી રીતે (આ ભાવાર્થના શબ્દો) કહ્યા, તો હુકમ છે કે :

જો તેણે સુહબત નહિં કરી, તો ચાર મહિના (એવી કસમ ખાવાને) ગુજરી ગયા બાદ ઔરતોને તલાકે બાઈન થઈ જશે. હવે નિકાહ કરવા વગર પતિ-પત્નિ તરીકે તેઓ રહી શકતા નથી. જો ચાર મહિના દરમ્યાન જ તેણે પોતાના સોગંદ તોડીને સુહબત કરી લીધી તો તલાક થશે નહિં. અલબત્ત કસમ તોડવાનો કફ્ફારો આપવો પડશે.

એવો સોગંદ ખાવાને શરીઅતમાં 'ઈલા' કહે છે. ('હિદાયહ' જિલ્દ-૨)

('બેહિશ્તી ઝેવર' ભાગ-૪ (ઈલા) ઔરતની પાસે નહિં જવાની કસમ ખાવાનું બયાન.)

ઈમામ અહમદ (રહ.)ની દલીલ તે બનાવ પર આધારિત છે જે ઝૈદ બિન અસ્લમે હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી નકલ કરી છે, કે એક વખતે આપ જનાબ (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ) મદીનાનું નિરીક્ષણ કરવા નિકળ્યા. એક ખાતૂનના મકાન આગળથી પસાર થયા. તેણી આ અશ્આર (કાવ્ય પંક્તિઓ) ઉચ્ચારતી હતીઃ

تَطَاوَلَ هٰذَا اللَّيْلُ وَاسْوَدَّ جَانِبُهٗ     وَ طَالَ عَلَىٰ اَنْ لَّا خَلِيْلَ اُلَاعِبُهٗ

وَاللّٰهِ لَوْ لَا خَشْيَةَ اللّٰهِ وَحْدَهٗ     لَحَرَّكَ مِنْ هٰذَا السَّرِيْرِ جَوَانِبُهٗ

وَلٰكِنْ رَبِّيْ وَلَا الْحَيَاءُ يَكْفِيْنِيْ     وَاِكْرَامُ بَعْلِيْ اَنْ تُوْطَأَ مَرَاكِبُهٗ

ભાવાર્થ:

રાત લાંબી થઈ ગઈ અને રાત ઘેરી અંધારી થઈ ગઈ અને મારા માટે આ વાત ભારે છે કે મારો કોઈ મિત્ર નથી જેની સાથે હું ક્રિડા કરું.

ખુદાની કસમ જો માત્ર એક અલ્લાહનો ખૌફ ન હોત, તો આ પલંગના પાયા હલી રહ્યા હોત.

પરંતુ મારા પરવરદિગાર અને મારી ગૈરત (સ્વાભિમાન) મારા માટે પૂરતી છે. અને હું મારા પતિનો આદર કરીશ એ વાતથી કે તેની સવારી રોંદવામાં આવે. (૧)

---

(૧)'કન્ઝુલ ઉમ્માલ' કિતાબમાં એ અશ્આર (પંક્તિઓ) આ પ્રમાણે છે :-

تَطَاوَلَ هٰذَا اللَّيْلُ وَاسْوَدَّ جَانِبُهٗ    وَاَرَّقَنِيْ اَنْ لَّا حَبِيْبَ اُلَاعِبُهٗ
فَوَاللّٰهِ لَوْ لَا اللّٰهُ اَنِّيْ اُرَاقِبُهٗ    لَحُرِّكَ مِنْ هٰذَا السَّرِيْرِ جَوَانِبُهٗ

અને બીજી જગ્યાએ 'કન્ઝુલ ઉમ્માલ'માં જ બીજી પંક્તિ આ પ્રમાણે છે:

فَلَوْلَا حَذَارُ اللّٰهِ لَا شَيْءَ مِثْلُهٗ    لَزُعْزِعَ مِنْ هٰذَا السَّرِيْرِ جَوَانِبُهٗ

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૫૭૬, હદીષ નં. ૪૫૯૧૭, ૪૫૯૨૪)

تَطَاوَلَ هٰذَا اللَّيْلُ وَازْوَرَّ جَانِبُهٗ    وَاَرَّقَنِيْ عَلٰى اَنْ لَّا ضَجِيْعَ اُلَاعِبُهٗ
اُلَاعِبُهٗ طَوْرًا وَ طَوْرًا كَاَنَّمَا    بَدَا قَمَرًا فِيْ ظُلْمَةِ اللَّيْلِ حَاجِبُهٗ
يُسَرُّ بِهٖ مَنْ كَانَ يَلْهُوْ بِقُرْبِهٖ    لَطِيْفُ الْحَشَا لَا يَحْتَوِيْهِ اَقَارِبُهٗ
فَوَاللّٰهِ لَوْ لَا اللّٰهُ شَيْءٌ غَيْرُهٗ    لَحُرِّكَ مِنْ هٰذَا السَّرِيْرِ جَوَانِبُهٗ
وَلٰكِنَّنِيْ اَخْشٰى رَقِيْبًا مُوَكَّلًا    بِاَنْفُسِنَا لَا يَفْتُرُ الدَّهْرَ كَاتِبُهٗ
مَخَافَةُ رَبِّيْ وَالْحَيَاءُ يَصُدُّنِيْ    وَاِكْرَامُ بَعْلِيْ اَنْ تُنَالَ مَرَاكِبُهٗ

૧. (રાત લાંબી થઈ ગઈ! એનો મોટો ભાગ વીતી ગયો, પરંતુ મારી આંખોમાંથી ઊંઘ ઊડી ગઈ છે! કારણ કે મારી સાથે સહશયન કરનાર કોઈ નથી, જેની સાથે હું ધીંગા-મસ્તી કરી શકું.)

૨. (પળે પળ હું તેની સાથે એવી રીતે ક્રિડા કરું જેવી રીતે રાતના અંધારામાં વાદળની ઘટામાંથી નીકળીને ચાંદ આંખ મિચોલી કરે છે.)

૩. (એનાથી નઝદીક રહીને જે એનાથી ખેલે છે, તેને ખૂશી થાય છે. નરમ અને નાઝુક પાંસળીઓવાળો, તેના સગાસંબંધીઓ ભેગા નથી થતાં.)

૪. (ખુદાની કસમ જો ખુદાનો ખોફ ન હોત, તો એના સિવાય કંઈ નહિ તો, આ પલંગના પાયા ક્યારના હાલી ગયા હોત.)

૫. (પરંતુ હું એક દેખરેખ રાખનારથી ડરું છું, જે આપણા ઉપર મુસલ્લત (નિમાએલ) છે. કદી ક્યારેય તેની કલમ સુસ્ત પડતી નથી.)

૬. (વળી પરવરદિગારનો ખોફ છે, શરમ અને હયા માર્ગમાં અવરોધક બની છે, શૌહર (પતિ)ની ઈઝ્ઝતનો આદર અને લિહાઝ છે કે તેના મુકામ સુધી (નથી) પહોંચી શકાતું.)

('તોહફતુલ ઉરૂસ' (ઉર્દૂ) પાનું ૩૨૯)

(ફૂટનોટ પૂરી થઈ)

---

**હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ પેલી ઔરતના વિષે પૂછપરછ કરી તો જાણવા મળ્યું કે તેનો પતિ જિહાદમાં ગયો છે. આપ (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ)એ (પોતાની દીકરી) હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હા)થી પૂછયું કે, (૧)**

**'એક ઔરત પતિ વગર કેટલા દિવસ સબર કરી શકે છે?'**

**હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હા) પ્રથમ શરમાઈ ગઈ પરંતુ હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)ના આગ્રહના કારણે બતાવ્યું કે,**

**'પાંચ-છ મહિના.' (૨)**

---

(૧) હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ બેટીના બદલે બીવીને પૂછવું જોઈતું હતું, એ ટીપ્પણીનાનો જવાબ હઝરત હકીમુલ ઉમ્મત થાનવી રહમતુલ્લાહિ અલૈહિએ સરસ આપ્યો છે.

હઝરતે એક શખ્સના સવાલના જવાબમાં ફરમાવ્યું કે,

"ઔરત ચાર મહિના કરતાં વધારે પતિ વગર સબર નથી કરી શકતી પરંતુ સહીહ મિઝાજ (સ્વભાવ)ની હોવું શર્ત છે. નહિંતર નબળા અવયવોના કારણે વધારે પણ સબર કરી શકે છે. આ અનુભવીઓનું કથન રજૂ કરું છું."

તે પછી એના સમર્થનમાં હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)નાં કિસ્સો બયાન ફરમાવ્યો કે :

આપ (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ) રાતે (શહેર)માં નિરીક્ષણ માટે ફરતા હતા. એક મકાનમાં કેટલાક અશ્આર (કાવ્યપંક્તિઓ) પઢવાનો અવાઝ આવ્યો. (અવાઝ) ઘણો જ દિલકશ (હૃદયાકર્ષક) હતો. તેણી પતિને યાદ કરી રહી હતી.

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ત્યાંથી (તેમની દીકરી અને ઉમ્મુલ મુઅમિનીન) હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હા) પાસે તશરીફ લઈ ગયા.

આપે કહ્યું કે,

"હે બેટી! હું દીની જરૂરતના કારણ એક વાત પૂછું છું. (એનો જવાબ) સંકોચ કરવા વગર આપજો. તે વાત એ છે કે : ઔરત મરદ (પતિ) વગર કેટલો (સમય) સબર કરી શકે છે?"

તેમણે ખૂબ જ સ્વસ્થતા જાળવીને જવાબ આપ્યો કે :

'ચાર મહીના. એના પછી તકલીફ થાય છે.'

અહીં એક વાત વિચારણિય છે, કે હઝરત ઉમરે ફારૂક (રદિયલ્લાહુ અન્હુ)એ બેટીથી કેમ પૂછયું, બીવીથી કેમ ન પૂછયું?

તો એનું કારણ આ છે કે તેમને (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ)ને આ વિચાર આવ્યો કે કદાચ પોતાની ગરઝ સમજીને ન બતલાવે.

હઝરત ઉમર ફારૂક (રદિયલ્લાહુ અન્હુ)એ તત્કાળ તમામ અમીરો, સિપાહીઓ અને લશ્કરને હુકમ આપ્યો કે કોઈ સિપાહી કે અફસર (અધિકારી)ને ચાર મહીનાથી વધારે (ફરજ Duty પર) બહાર રોકવામાં ન આવે. ઘર આવવા માટે તેને રજા આપી દેવામાં આવે.

('અલ ઈફાઝાતિલ યૌમિય્યહ મલ્ફૂઝ' નંબર-૪૬૪ જિલ્દ-૨, પેજ નં.-૩૦૦)



(૨) અલ્લામા શામી (રહ.)એ હઝરત હફસા (રદિયલ્લાહુ અન્હુ)નો જવાબ ચાર મહીના નકલ કર્યો છે. ('શામી' કિતાબુન્નિકાહ, બાબુલ કસમ)

'કન્ઝુલ ઉમ્માલ'ની રિવાયતમાં જુદા જુદા શબ્દો આવ્યા છે: ત્રણ મહિના, ચાર મહિના, છ મહિના, બીજી રિવાયતમાં છે કે પોતાની આંગળીથી ઈશારો કર્યો કે ત્રણ મહીના યા ચાર મહીના.

('કન્ઝઝુમુલ ઉમ્માલ' જિલ્દ-૧૬, પાનું-૫૭૩, ૫૭૬, હદીષ નંબર-૪૫૯૧૭, ૪૫૯૨૪)

(ફૂટનોટ પૂરી થઈ)

---

**એટલે આપ (હઝરત ઉમર રદિયલ્લાહુ અન્હુ)એ મુજાહિદો માટે નિયમ નક્કી કરી દીધો કે:**

**૬ (છ) મહિના જિહાદમાં રહે,**

**૪ (ચાર) મહિના ઘર પર રહે,**

**૧ (એક) મહિનો આવ્વાના સફરનો સમય, અને**

**૧ (એક) મહિનો પાછા જવાનો સફર પૂર્ણ કરે.**

**(આ પ્રમાણે ૧૨ મહિના અર્થાત આખા વર્ષનું સમયપત્રક નક્કી કરી દેવામાં આવ્યું.)**



## એક ઔરતની પતિ વિરૂદ્ધ ફરિયાદ અને હઝરત કઅબ (રદિ.)નો બુદ્ધિપૂર્ણ ચુકાદો

ઈમામ ગઝાલી (રહ.)નો ખ્યાલ છે કે :

દરેક ચાર રાતોમાંથી એક રાતમાં (પતિ પોતાની પત્નીને) મળે (અર્થાત્ સંભોગ કરે.)

આ સિલસિલામાં એક બનાવ નીચે પ્રમાણે છે :-

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)ની પાસે એક ખાતૂન આવી (૧) તેણીએ કહ્યું કે,

'અમીરૂલ મુ'મિનીન! મારો પતિ દિવસે રોઝા રાખે છે અને (આખી) રાત નમાઝમાં વિતાવે છે. મને સારું નથી લાગતું કે તેની શિકાયત (ફરિયાદ) કરૂં જો કે તે અલ્લાહની ઈતાઅત (બંદગી)નું કામ કરે છે.'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું,

'તમારો પતિ કેવો બેહતરીન પતિ છે.'

તે ખાતૂન વારંવાર પોતાની વાત કહેતી રહી અને હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) એ જ પ્રમાણે જવાબ આપતા રહ્યા.

આખરે હઝરત કઅબ (રદિયલ્લાહુ અન્હુ)એ કહ્યું કે, 'અમીરૂલ મુ'મિનીન! હકીકતમાં એ પોતાના પતિની શિકાયત કરી રહી છે કે તે એનાથી દૂર રહે છે.'

હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ કહ્યું,

'તમે (એની વાત) સમજ્યા છો તો ફેસ્લો (ચુકાદો) પણ તમે જ આપો.'

હઝરત કઅબ (રદિયલ્લાહુ અન્હુ)એ તેના પતિને તેડાવ્યો.

તેને કહ્યું કે,

(૧)'કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૫૭૨, હદીષ નં. ૪૫૯૧૬

'તમારી બીવી (તમારી વિરૂધ્ધ) શિકાયત કરી રહી છે.'

તેણે કહ્યું,

'ખાવા-પીવાની શિકાયત કરે છે?'

હઝરત કઅબ (રદિયલ્લાહુ અન્હુ)એ કહ્યું,

'ના.' (ખાવા-પીવાની શિકાયત નથી.)

હવે ખુદ તેની પત્નીએ અશ્આર (કાવ્ય પંક્તિઓ)ની ભાષામાં પોતાની શિકાયત સંભળાવી :

يا ايها القاضى الحكيم ارشده    الهى خليلى عن فراشى مسجد
زهده فى مضجعى تعبده    فاقض القضاء كعب ولا ترد
نهاره و ليله ما يرقده    فلست فى امر النساء احمد

ભાવાર્થ :-

હે બુદ્ધિમાન કાઝી! મારા જીવન સાથી (પતિ)ને મારા બિસ્તરથી તેમની મસ્જિદે ગાફિલ કરી દીધા છે. આપ તેને હિદાયત કરો. તેની ઈબાદતે તેને મારી સાથે સૂવાથી બેઝાર કરી દીધો છે. તો હે કઅબ! આપ ફેસ્લો કરે અને તેમને પાછા જવા ન દો, અને ઈબાદત તેમને રાત દિવસ ક્યારેય સૂવા નથી દેતી. (એટલા માટે) ઔરતોના હકમાં તેમને વખાણવા લાયક હું નથી સમજતી.



પતિએ જવાબમાં (નીચેના અશ્આર) કહ્યા :-

زَهَّدَنِىْ فِى النِّسَآءِ وَفِى الْحَجَلِ    اِنِّىْ امْرُأٌ اَذْهَلَنِىْ مَا نَزَلَ
فِىْ سُوْرَةِ النَّمْلِ وَفِى السَّبْعِ الطُّوَلِ    وَفِىْ كِتَابِ اللّٰهِ تَخْوِيْفٌ جَلَلٌ

ભાવાર્થ :-

મને ઈબાદતે બીવીના બિસ્તર અને તેની મચ્છરદાનીના અંદર જવાથી રોકી દીધો છે અને હું એવો આદમી છું જેને આ આયતોએ જે સૂરએ 'નમલ' અને સબ્અ તિવાલમાં નાઝિલ થઈ છે, મદહોશ કરી દીધો છે અને કિતાબુલ્લાહમાં ઘણાં અંદાઝથી ચેતવણીઓ છે.



હઝરત કઅબ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું,

اِنَّ لَهَا عَلَيْكَ حَقًّا يَا رَجُلُ نَصِيْبُهَا فِىْ اَرْبَعٍ لِمَنْ عَقَلَ

فَاَعْطِهَا ذَاكَ وَدَعْ عَنْكَ الْعِلَلَ

ભાવાર્થ :-

હે શખ્સ! બેશક તમારી બીવીના હક તમારા પર વાજિબ છે. ચાર રાતમાં એક રાત જરૂર રહો, જો અકલમંદ હોય તો, હવે એને (પત્નીને) એનો હક આપો અને બહાનાથી દૂર રહો.



તે પછી સ્પષ્ટતા ફરમાવી કે અલ્લાહે તમારા માટે ચાર સુધી બીવીઓ હલાલ કરી છે એટલે દરેક ચોથો દિવસ બીવીનો છે, બાકી ત્રણ દિવસો તમારા છે. તમે તેમાં ઈબાદત કરો.



હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ઘણા ખૂશ થયા અને ફરમાવ્યું કે,

'મારા માટે આ નિર્ણય કરવો મુશ્કેલ છે કે હું તમારી સમજશક્તિથી વધારે પ્રભાવિત થયો છું કે તમારા ફેસ્લાથી.'

તે પછી, એ જ કારણે હઝરત ઉમર (રદિયલ્લાહુ અન્હુ)એ તેમને (હઝરત કઅબ રદિયલ્લાહુ અન્હુ)ને બસરાના કાઝી (ન્યાયાધિશ) બનાવી દીધા.

('જદીદી ફિકહી મસાઈલ' જિલ્દ ૨, પાનું ૧૭૪) (૧)

## સંભોગનો શ્રેષ્ઠ સમય

સંભોગનો શ્રેષ્ઠ સમય એ છે કે :-

- સંભોગ ખોરાક પાચન થયા બાદ કરવામાં આવે.
- શરીરમાં સમતોલન હોય,
- ન ગરમી હોય, ન ઠંડક હોય,
- ન ખુશ્કી હોય, ન તરી હોય,
- ન પેટ ભરેલું હોય, ન બિલ્કુલ ખાલી હોય.

અલ્બત્ત

- ભરેલા પેટે સંભોગ કરવાથી જે નુકસાન થાય છે, તે ખાલી પેટે સંભોગ કરવાથી થતા નુકસાન કરતાં ઓછું હોય છે.
- એ જ પ્રમાણે રતૂબત (ભેજ)ના મૌકા પર સંભોગ કરવાથી જે નુકસાન થશે તે ખુશ્કીના સમયે સંભોગ કરવાથી થતા નુકસાન કરતાં ઓછું હોય છે.
- શરીરમાં ગરમી (તાવ) હોવાના સમયે સંભોગ કરવાથી થતું નુકસાન, શરીરમાં ઠંડક હોવાના સમયે સંભોગ કરવાથી થતા નુકસાન કરતાં ઓછું નુકસાનકારક હોય છે.

---

(૧)આ બનાવો અલ્લામા ઈબ્ને જૌઝી (રહ.)એ 'કિતાબુલ અઝકિયાઅ'માં બે જગ્યાએ ઉલ્લેખ કર્યો છે. જુઓ 'લતાઈફે ઈલ્મિય્યહ'

લતીફા નંબર ૧૧૫, ૫૭૫ (સંપાદક)

- આદમીએ પૂરી રીતે જોશ અને શહવત (કામેચ્છા)ના સમયે સંભોગ કરવો જોઈએ, કે આદમીનું ગુપ્ત અંગ (શિશ્ન, લિંગ) સંપૂર્ણ રીતે ઉત્થાન પામેલું (ટટ્ટાર થયેલું) હોય, અને તેના ઉત્થાનમાં કોઈ પ્રકારની તકલીફ અને કોઈ કલ્પાનાનો દખલ ન હોય, અને ન ઔરતને વારંવાર જોવાના કારણે (શહવત) થઈ હોય.
- કૃત્રિમ રીતે વાસનાને ઉભારીને વિના કારણે સંભોગ કરવું પણ યોગ્ય નથી.
- અલ્બત્ત, જો વિર્યની વિપુલતા હોય, ઉત્થાન સંપૂર્ણ હોય, અને શહવત (વાસના) પણ પૂરી રીતે હોય, અને સંભોગ કરવાની અસામાન્ય ઈચ્છા હોય, તો સંભોગ કરવો જોઈએ.

('તિબ્બે નબવી')



હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે :

હુઝૂર (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) (ઈશાની નમાઝ બાદ) રાતના અડધા હિસ્સામાં આરામ ફરમાવતા હતા. તે પછી તહજ્જુદ પઢતા હતા. અહીં સુધી કે અંતિમ રાત થઈ જતી. ત્યારે વિત્ર પઢતા હતા. તે પછી પોતાના બિસ્તર પર તશરીફ લાવતા. જો રગબત (ઈચ્છા) હોય, તો અહલ (બીવી)ના પાસે તશરીફ લઈ જતા અર્થાત સુહબત (સંભોગ) કરતા. પછી સવારની અઝાન બાદ ઉઠીને, જો ગુસલની જરૂરત હોય તો ગુસલ ફરમાવતા નહિંતર વુઝૂ ફરમાવીને નમાઝના માટે તશરીફ લઈ જતા.

નોંધ :-

હકીમો, વૈદો અને ડૉકટરોની નઝદીક સુહબત (સંભોગ)ના માટે શ્રેષ્ઠ સમય છેલ્લી રાત છે, કે તે સમતોલનો સમય છે. ઉપરાંત સૂઈને ઉઠવા બાદ (પતિ-પત્ની) બંનેની તબીયત પણ પ્રફુલ્લિત હોય છે.

પહેલી રાતે પેટ ભરેલું હોય છે. એવી હાલતમાં (સંભોગ) નુકસાનકારક હોય છે. ભૂખ્યા હોવાની હાલતમાં તો વધારે નુકસાનકારક છે.

છેલ્લી રાતનો સમય એ લિહાઝથી પણ સમતોલનનો હોય છે, પરંતુ એ સર્વ પ્રાકૃતિક બાબતો છે. શરીઅત અનુસાર કોઈપણ સમયે કરવો જાઈઝ છે.

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી પણ પ્રથમ રાતમાં અને દિવસના વિવિધ સમયોમાં સુહબત (સંભોગ) કરવું સાબિત છે.

## બરાબર નમાઝના સમયે સંભોગ

કેટલાક મશાઈખ (પીરો)એ લખ્યું છે કે :

બરાબર નમાઝના સમયે જો સુહબત (સંભોગ) કરવામાં આવે અને તેનાથી હમલ (ગર્ભ) રહી જાય તો તે ઔલાદ માતા-પિતાની નાફરમાન થાય છે. ('દીની દસ્તરખ્વાન' જિલ્દ ૧, પ્રકરણ-૩, ઈઝદિવાજી ઝિંદગીકા બયાન) (૧)

## પેશાબ પાખાના નાં તકાઝા વખતે સંભોગ કરવાથી બિમારી થવાનો સંભવ છે

પેશાબ પાખાનાને રોકવું આરોગ્ય શાસ્ત્ર અનુસાર પણ તંદુરસ્તીના માટે હાનિકારક છે.

ફકીહોએ પણ પેશાબ કે પાખાનાની તીવ્ર હાજત (અર્થાત્ દબાવ માલૂમ પડે ત્યારે) નમાઝમાં દાખલ થવાને અથવા (નમાઝમાં હોય તો) નમાઝ બાકી (ચાલુ) રાખવાને મકરૂહે તહરીમી લખ્યું છે. ('ઉમ્દતુલ ફિકહ' જિલ્દ ૨, પાનું ૨૬૯)

---

(૧)હવે પછી 'દીની દસ્તરખ્વાન'ના જે હવાલાઓ આવે છે, તે એ જ બયાનમાં છે.

એ જ પ્રમાણે નબીએ પાક (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ પેશાબ પાખાના નાં તકાઝા વખતે સંભોગ કરવાથી પણ મનાઈ ફરમાવી છે.

'કન્ઝુલ ઉમ્માલ' (કિતાબ)માં હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયત છે :

'તમારામાંથી કોઈ સંડાસ (જવાની) જરૂરત વખતે સંભોગ ન કરે, કારણ કે એનાથી બવાસીર (હરસ મસા)ની બિમારીનો ખતરો છે, અને તમારામાંથી કોઈ પેશાબના તકાઝા વખતે સંભોગ ન કરે, કારણ કે એનાથી નવાસીર (નામની) બિમારી (૧) થવાનો સંભવ છે.'

## કેટલીક રાતોમાં સંભોગની મનાઈ

ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ)એ લખ્યું છે કે :

ત્રણ રાતોમાં સુહબત (સંભોગ) કરવો મકરૂહ છે :-

(૧) મહીનાની પહેલી રાત

(૨) મહીનાની છેલ્લી રાત

(૩) મહીનાની પંદરમી રાત

કહે છે કે આ (ત્રણ) રાતોમાં સુહબત (સંભોગ) વખતે શૈતાન હાજર હોય છે, અને કેટલાક કહે છે કે આ રાતોમાં શૈતાન સંભોગ કર્યા કરે છે. અને આ રાતોમાં આ કાર્ય (સંભોગ)ની કરાહત (ધૃણાસ્પદ હોવું) હઝરત અલી (રદિયલ્લાહુ અન્હુ), હઝરત મુઆવિય્યહ (રદિયલ્લાહુ અન્હુ) અને હઝરત

(૧)નવાસીર : ગુદા (મળદ્વાર)માં ઝખ્મ થઈને સુરાખ બની જવું અર્થાત્ ભગંદર.

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૫૫, હદીષ નં. ૪૪૯૦૨)

અબૂહુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત થયેલ છે.

('ઈહ્યાઉલ ઉલૂમ' જિલ્દ ૨, બીજો વિભાગ : નિકાહ, ત્રીજું પ્રકરણ : આદાબે મુબાશરત)
('કીમીયાએ સઆદત' બાબે સાલિસ) (ત્રીજો વિભાગ)

## ફતાવા હક્કાનિયહનો એક ફતવો

સવાલ: શું બીવી સાથે સંભોગ કરવા માટે મનાઈ કરેલા કોઈ સમય છે? કેટલાક લોકો કહે છે કે, ઝોહરની નમાઝ બાદ, શબે બરાઅત વગેરે સમયો અને મોકાઓ વખતે સંભોગ કરવાની મનાઈ છે. શું એ દુરૂસ્ત છે?

જવાબ: હૈઝ (માસિક લોહી વહેવું) અને નિફાસ (પ્રસૂતિ પછી લોહી વહેવું)ની હાલતમાં (સંભોગ કરવાની) શરઈ મનાઈ સિવાય સંભોગના માટે ખાસ સમય નક્કી કર્યાની અથવા અમુક સમયમાં મનાઈની કોઈ શરઈ દલીલ નથી.

('ફતાવા હક્કાનિયહ'–૪/૪૩૬)

## જુમ્આની રાતે સંભોગની ફઝીલત

હઝરત ઔસ ઈબ્ને ઔસથી રિવાયત છે કે :

સરતાજે દો આલમ (બંને જહાનના સરદાર) સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ફરમાવ્યું :

જે શખ્સ જુમ્આના દિવસે

- (પત્નીને) નવડાવે અને પોતે નહાય,
- સવારથી (જામેઅ મસ્જિદ) જાય કે જેથી શરૂઆતથી ખુત્બો મેળવી લે,

- પગે ચાલીને જાય, સવારી ન કરે,
- ઈમામની નજીક બેસે અને ખુત્બો સાંભળે,
- વળી એ કે કોઈ બેહુદા (અરૂચિકર) વાત ઝબાનથી ન કાઢે,

તો તેના દરેક કદમ (પગલાં)ના બદલામાં એક વર્ષ રોઝા (રાખવાનો) અને રાતે ઈબાદત કરવાનો સવાબ લખવામાં આવશે.



હઝરત મકહૂલ તાબિઈ (રહમતુલ્લાહિ અલૈહિ)થી પૂછવામાં આવ્યું તે શખ્સના વિષે જે જુમ્આના દિવસે જનાબત (સંભોગ)નું ગુસલ કરે, તો ફરમાવ્યું,

'જે એવું કરે તેના માટે બમણો અજર (સવાબ) છે.'

('ખસાઈસે યવમુલ જુમ્અહ' પાનું-૨૯)



આ હદીષના કારણે કેટલાક ઉલમાએ જુમ્આની રાતે સંભોગ કરવાને મુસ્તહબ ફરમાવ્યું છે. (૧)

(ઉપરની) હદીષે મુબારકમાં 'ગસ્સ-લ' શબ્દ આવ્યો છે, જેનો અર્થ એ છે કે : 'પોતાની બીવીને નવડાવે.' એનાથી મુરાદ (આશય) એ છે કે : પોતાની બીવીથી સુહબત (સંભોગ) કરે.

---

(૧)'કન્ઝુલ ઉમ્માલ'ની એક રિવાયતમાં છે :

શું તમારામાં કોઈ આ વાતથી આજિઝ (લાચાર, નિર્બળ) છે કે પોતાની બીવી સાથે દરેક જુમ્આએ સંભોગ કરે, કારણ કે એમાં બમણો સવાબ છે એક પોતાના ગુસલનો અને એક બીવીનો ગુસલનો.

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૪૯, હદીષ નં. ૪૪૮૬૬)

'મઝાહિરે હક' (કિતાબ)ના કર્તાએ લખ્યું છે :

'જુમ્આના દિવસે પોતાની બીવીથી હમબિસ્તરી (સહશયન અર્થાત્ સંભોગ) બેહતર છે, એટલા માટે કે એનાથી ઝિના (પર સ્ત્રીગમન)નો ખતરો દિલમાં પૈદા નથી થતો અને નમાઝમાં હુઝૂરે કલ્બ (દિલની એકાગ્રતા) હાસિલ થાય છે.'

('મઝાહિરે હક' જિલ્દ-૧, પાનું-૯૦૩)

'ઈન્તેખાબુ-ત્તરગીબ વત્તરહીબ'માં છે :

'અર્થાત્ જુમ્આની રાતે હું મારી બીવીથી મળ્યો (સંભોગ કર્યો) જેના કારણે તેણે પણ ગુસલ કર્યું અને (મેં) પોતે પણ (ગુસલ કર્યું).'

આ શબ્દ 'ગસ્સ-લ'ના 'સીન'ની તશદીદથી નકલ થવું એને જ રાજેહ બતાવે છે. આ સૂરતમાં એનો ફાયદો આ થશે કે શરીર અને પોશાકની પાકીઝગી (પવિત્રતા)ની સાથે સાથે જઝબાત (લાગણીઓ, સંવેદના) અને ખ્યાલાત (વિચારો) પણ પાકીઝા (પવિત્ર) થઈ જશે. અને નફસ (મન) વધારે સુકૂન (શાંતિ) અને ઈત્મિનાન (સંતોષ)ની સાથે અલ્લાહની તરફ ધ્યાનિત થઈ શકશે.

('ઈન્તેખાબુ-ત્તરગીબ વત્તરહીબ' જિલ્દ ૧, પાનું ૧૫૫)

હઝરત ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ) લખે છે :

અને કેટલાક ઉલમાએ જુમ્આના દિવસે અને એની રાતમાં સુહબત (સંભોગ)ને મુસ્તહબ કહ્યો છે, આ હદીષના એક અર્થના લિહાઝથી :

رَحِمَ اللّٰهُ مَنْ غَسَّلَ وَاغْتَسَلَ لَيْلَةَ الْجُمُعَةِ

(જુમ્આની રાતે ગુસલ કરાવનાર અને ગુસલ કરનાર પર અલ્લાહ રહમ કરે છે.)

–'ઈહયાઉલ ઉલૂમ'

## સંભોગ વખતની દુઆ

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું :

'જ્યારે તમારામાંથી કોઈ બીવીની પાસે જતી વખતે અલ્લાહ સમક્ષ આ અર્ઝ (દુઆ) કરી લેતો રહે :'

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ وَجَنِّبِ الشَّيْطَانَ مَا رَزَقْتَنَا

(હું અલ્લાહતઆલાનું નામ લઈને આ કામ શરૂ કરૂં છું. હે અલ્લાહ! તું શૈતાનની બૂરાઈથી અમને બચાવ, અને અમને જે ઔલાદ આપે તેને પણ બચાવ.)

તો આ સંભોગના પરિણામે તેમના માટે બાળક નસીબમાં હશે તો શૈતાન તેને કદી નુકસાન પહોંચાડી ન શકશે અને તે હંમેશા શૈતાનની બૂરાઈથી સુરક્ષિત રહેશે.

('બુખારી' અને 'મુસ્લિમ')

શૈખ અબ્દુલ હક મુહદ્દિસ દહેલવી (રહ.)એ આ હદીષની શર્હ (સ્પષ્ટીકરણ)માં 'અશ્અતુલ–લમ્આત' કિતાબમાં આ આરિફાનહ (નુકતહ) લખ્યો છે કે :

'આ હદીષથી એવો ભાવાર્થ નીકળે છે કે જો સંભોગ વખતે અલ્લાહતઆલાથી આ પ્રમાણેની દુઆ ન કરી (અને અલ્લાહતઆલાની તરફથી બિલકુલ ગાફિલ થઈને પશુની જેમ બસ પોતાની કામેચ્છા પૂરી કરી) તો એવા સંભોગથી પૈદા થનારી ઔલાદ શૈતાનની બૂરાઈથી સુરક્ષિત નહિં રહેશે.'

તે પછી ફરમાવે છે કે :

'આ ઝમાનામાં પૈદા થનારી નસલના ચરિત્રો, અખ્લાક અને આદતો જે સામાન્ય રીતે ખરાબ અને બરબાદ છે તો તેનો ખાસ પાયો આ જ છે. અલ્લાહતઆલા આપણને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમની આ સૂચનાઓ અને સલાહોની કદર કરવાની અને એનાથી લાભ લેવાની પૂરી તૌફીક આપે.'

('મઆરિફુલ હદીષ' જિલ્દ ૫, પાનું ૨૧૫, હદીષ નં. ૧૬૫, જિલ્દ ૭, પાનું ૩૭)



આ દુઆને જરૂર પઢવી જોઈએ, કારણ કે સંભોગ વખતે અલ્લાહનું નામ નહિં લેવાથી શૈતાનનું વિર્ય (મની) પણ મરદના વિર્યની સાથે અંદર ચાલ્યું જાય છે.

('કઝા ફી હાશિયતિલ હિસ્ન', 'હિસ્ને હસીન' પાનું ૨૫૨)



શૈખ અબ્દુલકાદિર જીલાની (રહમતુલ્લાહિ અલૈહિ) ઈરશાદ ફરમાવે છે :

'પૂર્વજ ઉલમાથી રિવાયત છે :

જો ઔરત (પત્ની)ની પાસે જતી વખતે (સંભોગ વખતે) બિસ્મિલ્લાહ નહિં પઢે તો શૈતાન તેના સંભોગમાં શરીક થાય છે.' ('ગુનિયહ')

ઔરતોએ પણ આ દુઆ યાદ કરી લેવી જોઈએ.



'ફતાવા મહમૂદિય્યહ'માં છે :

'દુઆ વગર સંભોગ કરવાથી શૈતાન પણ સંભોગ કરે છે.'

(જિલ્દ ૧૭, પાનું ૩૨૦)

## બે પત્નિઓ હોય તો એકની હાજરીમાં બીજીથી સંભોગ ન કરે

કોઈની બે બીવીઓ હોય તો એક બીવીથી બીજી બીવીના દેખતાં સંભોગ કરવો બેહયાઈ (નિર્લજ્જતા) છે. અને બીજી બીવીનું દિલ દુ:ખાવવું છે.

એક ઔરતે બીજી ઔરતનું સતર (ગુપ્તભાગ) જોવું પણ ગુનાહ છે. એ લિહાઝથી પણ આ રીતભાત છોડવી જરૂરી છે.

'ફતાવા આલમગીરી'માં છે :

'પતિનું પોતાની પત્નિ સાથે એવી હાલતમાં સંભોગ કરવું કે બીવીની સોકન (શોક્ય) કે પોતાની બાંદી હાજર હોય, તો ઈમામ મુહમ્મદ (રહ.)ના નઝદીક મકરૂહ છે.'

('ફતાવા આલમગીરી' કિતાબુલ કરાહિય્યત, બાબુસ સામિન.)

('ફતાવા રહીમીય્યહ' જિલ્દ ૬, પાનું ૨૫૫, સવાલ નં. ૧૭૮૯)



'ફતાવા આલમગીરી'ના બાબુલ કસમ, ગ્યારવાં બાબ, કિતાબુન્નિકાહમાં પણ આ બાબત છે :

'એક બીવીની સામે બીજી બીવીથી સંભોગ કરવો મકરૂહ છે. અહીં સુધી કે એક (બીવી)થી (પતિએ) સંભોગ કરવાની ઈચ્છા (બીજી બીવીની હાજરીમાં) કરી તો એને કબૂલ કરવું (બીવી માટે) વાજિબ નથી એટલે જો તેણી ઈન્કાર કરે તો નાફરમાન ન થશે.'

## સંભોગથી પહેલાં ચુંબન, પ્રેમાલાપ અને પ્રેમક્રિડા વડે પત્નિને ઉત્તેજિત કરે

– સંભોગથી પહેલાં પત્નિને ખુબ માનુસ (લાગણીમય) કરે.

**– જેટલું થઈ શકે છેડછાડ કરીને તેને તૈયાર કરે.**

**– ખેલકૂદ (૧), ચુંબન, મુલાઅબત (પ્રેમક્રિડા, હસીમઝાક) (૨) વડે તેણીને સંભોગ માટે ઉત્તેજિત કરે.**

**– જો ઉપરોક્ત પૂર્વક્રિડાઓ અને શારીરિક ઉત્તેજનાને પ્રબળ અને પુષ્ટ બનાવવા માટેના શારીરિક ઉપચારો કરવા વગર ઉતાવળે સંભોગ કરી લીધો અને પત્નીની ખ્વાહિશ (કામેચ્છા) પૂરી ન થઈ તો એ બાબત ઔરતના માટે રંજ અને તકલીફની છે, બલ્કે નફરત અને તિરસ્કાર સુધી મામલો પહોંચી શકે છે.**

---

(૧)હદીષમાં પણ ઔરતને ખિલૌના (રમકડું) ફરમાવ્યું છે :

'ઔરત ખિલૌના (રમકડું) છે, એને ઈખ્તિયાર કરો.'

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૦૧, હદીષ નં. ૪૪૫૯૨)

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ)એ વૃદ્ધ ઔરતથી શાદી કરી ત્યારે આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ તેમનાથી ફરમાવ્યું કે,

"કુંવારી (યુવાન) કન્યાથી કેમ શાદી ન કરી કે તેણી તારી સાથે ખેલતે અને તું તેણી સાથે ખેલતે."

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૦૩, હદીષ નં. ૪૪૬૦૪)

(૨)સ્ત્રીની કામવાસનાને ઉત્તેજિત અને ઉદ્દીપ્ત કરવા માટેના ઉપચારો કરવા જેવા કે :- પ્રેમ ગોષ્ઠિ કરવી, ધિંગામસ્તી કરવી, સ્ત્રીના અતિ સંવેદનશીલ અંગો : યોનિ, ભગાંકુર (Clitoris), સ્તનની ડીંટડીઓ (Nipples), પેટ જાંઘ (સાથળ) વગેરેને સ્પર્શવું, છેડછાડ કરવું, ઘર્ષણ કરવું, મસળવું, ચોળવું તથા સ્તનને મોઢામાં લઈ ચૂસવું વગેરે તમામ બાબતોનો 'મુલાઅબત' શબ્દમાં સમાવેશ થઈ જાય છે.

**"ઉલ્ફતકા તબ મઝા હૈ કે દોનોં હો બેકરાર,**

**દોનોં તરફ હો આગ બરાબર લગી હુઈ."**

# ઔરતની વાસનાને ઉત્તેજિત કરવાની યુક્તિઓ

ઔરતની શહવત (વાસના)ને ઉભારવાની, ઉત્તેજિત અને ઉદ્દીપ્ત કરવાની વિવિધ તરકીબો, રીતો, યુક્તિઓ કિતાબોમાં આપેલી છે. જેમાંથી કેટલીક અહીં નકલ કરવામાં આવે છે.

'દીની દસ્તરખ્વાન' (કિતાબ)માં છે :-

સંભોગથી પહેલાં :-

- પત્ની સાથે મુલાઅબત (ખેલકૂદ, હસી મઝાક) કરે. તેણીના શરીર પર હાથ ફેરવે.
- ખાસ કરીને તેણીની (સ્તનની) ડીંટડીઓ (Nipples નિપલ્સ)ને આંગળીઓ વડે મસળવું, પંપાળવું વાસનાને ઉભારવા અને ઉત્તેજિત કરવામાં ઘણું લાભકારક છે.
- સ્તનને મોઢામાં લઈને ચૂસવું પણ જાઈઝ છે, બલ્કે ઔરતને ઉત્તેજિત કરવા માટે એ ઘણો જ અકસીર ઉપાય છે, એ શરતે કે મોઢામાં દૂધ આવવાનો ખતરો ન હોય.
- સ્ત્રીની યોનિના ઉપરના ભાગમાં, ચામડીના નીચે છુપાયેલો, વટાણાના દાણા જેટલો માંસનો ઉપસેલો ભાગ હોય છે. તેને અરબી ભાષામાં બટર, અંગ્રેજીમાં કલિટોરિસ (Clitoris)અને ગુજરાતીમાં ભગાંકુર કહે છે. એ ભાગને પોતાના લિંગ (શિશ્ન) વડે સ્પર્શ કરવાથી સ્ત્રીની કામેચ્છા ઔર વધારે ભડકી ઉઠે છે.



જે યુવાનો

- ગર્મ મિઝાજ (ગરમ પ્રકૃતિવાળા)
- વધારે વાસના અને કામેચ્છાવાળા, તેમજ
- શીઘ્રપતન (જલ્દીથી વિર્યપાત) થઇ જવાની બીમારીવાળા હોય, તેમના માટે ઉપર જણાવેલી યુક્તિઓ ઘણી ઉપયોગી છે.

એ યુક્તિઓ અપનાવવાથી સ્ત્રીને પણ જલ્દી વિર્યપાત થઇ જશે.

જો પુરૂષને વિર્યપાત જલ્દી થઇ જાય અને સ્ત્રીને વિર્યપાત મોડું થાય, તો સ્ત્રીની વાસના અને કામેચ્છા સંતોષાતી નથી. એ અતૃપ્તિના કારણે જાત જાતની ખરાબીઓ અને દુષણો પૈદા થાય છે.

દાખલા તરીકે :-

- ઔરતની બદકારી (પરપુરૂષગમન)નો ખતરો,
- પતિથી મુહબ્બત અને પ્રેમભાવી કમી,
- ગર્ભધારણ ક્રિયામાં રૂકાવટ (અવરોધ)...... વગેરે.



ઉપરાંત સ્ત્રીના પેટ ઉપર, તેની જાંઘ (સાથળ) ઉપર હાથ ફેરવવાથી, પંપાળવાથી, મસળવાથી, મર્દન કરવાથી પણ સ્ત્રીમાં જલ્દી ઉત્તેજના ઉત્પન્ન થાય છે, સ્ત્રીઓનો મિઝાજ ઠંડો હોવાના કારણે તેણીઓને વિર્યપાત મોડો થાય છે. એટલે ઉપર દર્શાવેલા તેણીના અંગોને પંપાળીને, મસળીને અને મર્દન કરીને તેણીની વાસનાને ઉભારવું તેણીના જલ્દી વિર્યપતન થવા માટે ફાયદાકારક છે.



અલ્લામા ઈબ્ને કય્યિમ જૌઝિય્યહ 'તિબ્બે નબવી' (કિતાબ)માં લખે છે કે :

પુરૂષે સંભોગ કરવા પહેલાં બીવી સાથે :

- ખેલકૂદ (પ્રેમક્રિડા) કરવું જોઇએ.
- ચુંબનો કરવા જોઇએ અને
- જીભ ચૂસવી જોઇએ.

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) સંભોગથી પહેલાં પોતાની બીવીની સાથે ખેલતા હતા અને તેને ચુંબન કરતા હતા.(૧)

(‘ફૈઝુલ કદીર’ જિલ્દ ૫, પાનું ૧૧૫, હદીષ નં. ૬૫૩૬)

અબૂ દાઉદે પોતાની સુનનમાં રિવાયત (નકલ) કરી છે કે :

નબી સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ સંભોગથી પહેલાં હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)ને ચુંબન કરતા હતા અને તેમની જીભ ચૂસતા હતા.

(‘તિબ્બે નબવી’)



અલ્લામા ઈબ્ને કય્યિમ (રહમતુલ્લાહિ અલૈહિ)એ ઉપર જે હદીષનો હવાલો આપ્યો છે. અબૂ દાઉદમાં એ હદીષ એ પ્રમાણે ન મળી શકી. અલ્બત્ત ‘કિતાબસ્સૌમ’ (રોઝહ વિષેના વિભાગ)માં રિવાયત આ પ્રમાણે છે :

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે,

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) રોઝહની હાલતમાં તેમને ચુંબન કરતા હતા અને જીભ ચૂસતા હતા.

આ (હદીષ)માં સંભોગનો ઉલ્લેખ કઈ રીતે હોઈ શકે, કે એ તો રોઝહની હાલતનું બયાન છે! અલ્લાહ જાણે.



હઝરત શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહ.) ઈરશાદ ફરમાવે છે :

(૧)નબીએ પાક (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) જ્યારે સંભોગની ગરઝથી પોતાની બીવીના કપડાં ઉતારતા ત્યારે બેસતા અને ચુંબન કરતા. (‘ફૈઝુલ કદીર’ જિલ્દ ૫, પાનું ૧૧૫, હદીષ નં. ૬૫૩૬)

''અને અદબ આ છે કે સંભોગ પહેલાં ઔરત સાથે મુલાઅબત (ખેલકૂદ, હસી મઝાક) કરે.'' (૧)

('ગુનિય્યહ')



અલ્લામા મનાવી (રહ.) લખે છે કે :

''સંભોગથી પહેલાં બીવી સાથે મુલાઅબત (ઉત્તેજતા માટેની પૂર્વ ક્રિયાઓ) કરવું અને જીભને ચૂસવું...... વગેરે સુન્નતે મુઅક્કદહ છે અને તેનાથી વિરૂદ્ધ કરવું મકરૂહ છે.''

('ફૈઝુલ કદીર' જિલ્દ ૫, પેજ ૧૧૫, હદીષ નં. ૬૫૩૬)



ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ) પોતાની વિશ્વ વિખ્યાત કિતાબ 'ઈહયાઉલ ઉલૂમ'માં લખે છે કે :

એક હદીષમાં છે કે,

આપ સલલલ્લાહુ અલૈહિ વસલ્લમએ ફરમાવ્યું કે,

''જ્યારે પતિ-પત્ની સંભોગ કરવા ચાહે ત્યારે સંભોગથી પહેલાં વાતચીત કરવી જોઈએ અને ચુંબન કરવું જોઈએ.''

આં હઝરત સલલલ્લાહુ અલૈહિ વસલ્લમે ફરમાવ્યું,

''તમારામાંથી કોઈ પોતાની પત્ની પર એ રીતે ન જઈ પડે જેવી રીતે ચોપગાં પશુ (જઈ પડે છે), બલ્કે પતિ-પત્ની વચ્ચે પ્રથમ એલચી (પ્રતિનિધિ) હોવા જોઈએ.''

લોકોએ પૂછયું,

''યા રસૂલુલ્લાહ (સલલલ્લાહુ અલૈહિ વસલ્લમ)! એલચી (પ્રતિનિધિ) શું છે?''

(૧)જુઓ પાના નંબર ૫૨ ફૂટનોટ નંબર (૨)

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું, "ચુંબન અને વાતચીત."



ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ)એ 'કીમિયાએ સઆદત'માં પણ આ હદીષ નકલ કરી છે.



આ વિગતોથી માલૂમ થયું કે, સંભોગથી પહેલાં મુલાઅબત (ખેલકૂદ, હસીમઝાક) જરૂર કરવી જોઈએ બલ્કે હદીષમાં મુલાઅબતથી પહેલાં સંભોગની મનાઈ આવી છે. (૧)

અલ્લામા ઈબ્ને કય્યિમ જૌઝિય્યહ ફરમાવે છે :

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ મુલાઅબત (ખેલકૂદ, હસીમઝાક)થી પહેલાં સંભોગ કરવાથી મનાઈ ફરમાવી છે. (૧)

('તિબ્બે નબવી')

'કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૦૨, હદીષ નં. ૪૪૮૮૬,
'ફૈઝુલ કદીર' પાનું ૪૧૮, હદીષ નં. ૯૪૩



ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ)એ આ હદીષ નકલ ફરમાવી છે કે :

મરદમાં ત્રણ વાતો (એની) નબળાઈની નિશાનીઓ છે :-

(૧)જેનાથી પરિચય કરવો પસંદ કરતો હોય તેનાથી જ્યારે મુલાકાત કરે ત્યારે તેના નામ તથા નસબથી વાકેફ થવા પહેલાં જ તેનાથી જુદો થઈ જાય છે.

---

(૧)જુઓ પાના નંબર ૫૨ ફૂટનોટ નંબર (૨)

(૨)કોઈ શખ્સ તેની તઅઝીમ (આદર) કરે અને કંઈક ભેટ આપે અને તે ચીઝ (ભેટ) ન લે અને હડસેલી કાઢે.

(૩)પોતાની લોંડી કે બીવીથી સંભોગ કરવા ચાહે અને

- તેણી સાથ વાત કરવા વગર,
- તેણીની લાગણીને ઉભારવા વગર,
- તેણીની પાસે સુવા વગર

સંભોગ કરવા લાગે અને (પોતાની) હાજત (વાસના) પૂરી કરે પરંતુ તેણીની હાજત પૂરી થવા ન દે.

('ઈહયાઉલ ઉલૂમ')

'ફતાવા આલમગીરી'માં છે, હઝરત ઈબ્ને ઉમર (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે :

''સૌથી વધારે યોગ્ય એ છે કે સંભોગ વખતે પોતાની પત્નીની યોની (ગુપ્ત અંગ)ને જુએ કે જેથી પૂરેપૂરી લિઝઝ્ત હાસિલ થાય.''



ઈમામ અબૂ યુસુફ (રહમતુલ્લાહિ અલૈહિ)એ ફરમાવ્યું કે, મેં ઈમામ અબૂ હનીફા (રહમતુલ્લાહિ અલૈહિ)થી પૂછયું કે,

''એક શખ્સ પોતાની પત્નીની યોનિને સ્પર્શ કરે છે (પંપાળે છે) અને તેણી તે શખ્સના લિંગ (શિશ્ન)ને સ્પર્શ કરે છે અને પંપાળે છે કે જેથી તેનું લિંગ ટટ્ટાર (ઉત્થિત) થઈ જાય. શું આપની નઝદીક એમાં કોઈ બૂરાઈ છે?''

ફરમાવ્યું કે,

''નહીં (એમાં કોઈ બુરાઈ નથી) બલ્કે મને ઉમ્મીદ છે કે તેને સવાબ મળશે.'' આ (ઉલ્લેખ) ખુલાસામાં છે.

(કિતાબુલ કરાહિય્યત, અલબાબુસ્સામિન)

# સંભોગની રીત (આસન)

'દીની દસ્તરખ્વાન' (કિતાબ)માં છે :-

સંભોગના માટે બેઠક (આસન)ની કોઈ ખાસ રીત શરઈ રીતે જરૂરી નથી. બલ્કે સહાબએ કિરામ (રદિયલ્લાહુ અન્હુમ)માં દરેક પ્રકારનો રિવાજ માલૂમ પડે છે.

અબૂ દાવુદવાળી હદીષથી હઝરત અકદસ શૈખુલ હદીષ મદ્દઝિલ્લુહૂ એ તારણ કર્યું છે કે,

- ઔરતને સામે ચત્તી સુવાડીને,
- બંને ટાંગોને અર્ધી ઉભી કરીને
- તેણીની સામે બેસીને સંભોગ કરે.

અલ્લાહ જાણે.

આ તરીકો (આસન) આરોગ્ય શાસ્ત્ર પ્રમાણે પણ બધા તરીકાઓ કરતા બેહતર છે.



અલ્લામા ઈબ્ને કય્યિમ જૌઝિય્યહ લખે છે કે :-

સંભોગની ઉમદા રીત (આસન) આ છે કે,

- મર્દ ઔરતની ઉપર હોય અને
- મુલાઅબત (ખેલકૂદ અને હસીમઝાક) (૧) અને
- ચુંબન ક્રિયા કરવા પછી,
- ઔરતને ચત્તી સૂવાડીને,

તેણી સાથે સંભોગ કરે.

(૧)જુઓ પાના નંબર ૫૨ ની ફૂટનોટ નંબર (૨)

એટલા જ માટે ઔરતને ફિરાશ (બિછાનું બિછાવનાર, પાથરણું પાથરનાર) કહે છે.

ખુદ અલ્લાહના પૈગમ્બર (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"અલ-વલદુ લિલફિરાશ." (૧)

અર્થાત્ છોકરા (પતિ) માટે (પત્ની) ફિરાશ છે.

અહીં ઔરતને 'ફિરાશ'ની ઉપમા આપવામાં આવી છે. અને મર્દની ઔરત પર મુકમ્મલ હાકિમિય્યત (સંપૂર્ણ પ્રભુત્વ)ને સાબિત કરે છે.

જેમ કે અલ્લાહતઆલાનો ઈર્શાદ છે

'અર્રિજાલુ કવ્વામુન અલન્નિસાઅ'

અર્થાત્

મર્દને ઔરત પર હાકિમ મુકર્રર કરવામાં આવ્યો છે. (૨)



એ જ પ્રમાણે આ (અરબી) કાવ્યપંક્તિમાં પણ કહેવામાં આવ્યું છે :

إِذَا رِمْتُهَا كَانَتْ فِرَاشًا يُقِلُّنِي — وَعِنْدَ فَرَاغِي خَادِمٌ يَتَمَلَّقُ

ભાવાર્થ :-

સંભોગ વખતે જયારે હું યોનિમાં (લિંગને) દાખલ કરું છું ત્યારે તેણી બિસ્તર બનીને મને ઉઠાવે છે અને વિર્યપાત થઈ જવા પછી એક ચાપલુસી નોકર બની જાય છે.

(૧)'બુખારી શરીફ' કિતાબુલ વસાયા બાબુ કવલુલ મૂસી લીવબિય્યહ તઆહદ વ-લ-દી. (ઈલા આખિરહ)

(૨)સૂરએ 'નિસાઅ' આયત ૩૪

અને અલ્લાહતઆલા ફરમાવે છે :

هُنَّ لِبَاسٌ لَّكُمْ وَاَنْتُمْ لِبَاسٌ لَّهُنَّ ط

(તેણી (ઔરતો) તમારા માટે લિબાસ છે અને તમે (મરદો) તેણીઓના માટે પોશાક છો.) (૧)

કુર્આને કરીમે મિયાં-બીવી (પતિ-પત્ની)ને લિબાસની ઉપમાં આપી છે. જેવી રીતે લિબાસ વડે સતરને (શરીઅતમાં શરીરના જે ભાગોને છુપાવ્વાનો હુકમ છે તેને) છુપાવે છે તે જ પ્રમાણે પતિ-પત્ની એક બીજાના માટે ઐબો, ખામીઓને છુપાવ્વાનો તેમજ ગુનાહોથી બચવાનો ઝરિયો છે.

અને જેવી રીતે લિબાસથી ઈન્સાનોને રાહત, આરામ, સુકૂન (શાંતિ) મળે છે, તે જ પ્રમાણે ઘણાં નુકસાનોથી હિફાઝત (રક્ષા) મળે છે તથા ઠંડી, ગરમીથી બચાવ થાય છે. એ જ પ્રમાણે નિકાહના ઝરિયાથી પતિ-પત્નીને એકબીજાથી રાહત, આરામ અને સુકૂને કલ્બી (દિલની શાંતિ) હાસિલ થાય છે.

અને જેવી રીતે ઈન્સાનને લિબાસથી ઘણો ગાઢ સંબંધ હોય છે, શરીર સાથે સંયુક્ત અને સંલગ્ન હોય છે, તે જ હાલત પતિ-પત્નીની હોય છે, કે તેમનો સંબંધ આપસમાં ઘણો નિકટનો હોય છે. સંભોગ વખતે તો બિલ્કુલ જ બદનથી સંમિલન થઈ જાય છે. અને એકબીજાના માટે લિબાસના સ્થાને લઈ જાય છે.

ઈબ્ને ઝૈદનું કથન છે કે,

'સંભોગ વખતે બંને (પતિ-પત્ની) એક બીજાને લોકોની નઝરથી છુપાવી લે છે, એ જ મુરાદ (હેતુ) છે લિબાસથી.'

('ફતાવા રહીમિય્યહ' જિલ્દ ૮, પાનું ૩૬૩)

એક હદીષમાં પણ આ અર્થ દર્શાવ્યો છે :

---

(૧)સૂરએ 'બ-ક-રહ' આયત નંબર ૧૮૭

'અલ્લાહતઆલાએ તારી બીવી (પત્ની)ને તારા માટે લિબાસ બનાવી અને તને તારી બીવીના માટે લિબાસ બનાવ્યો.'

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૪૫, હદીષ નં. ૪૪૮૪૩, 'ફૈઝુલ કદીર' જિલ્દ ૨, પાનું ૨૮૨, હદીષ નં. ૧૭૧૮)

અને આ રીતે સંભોગ કરવાથી લિબાસનો ભાવાર્થ સંપૂર્ણ રીતે સત્ય સાબિત થાય છે, કે મર્દનો ફિરાશ એના માટે લિબાસ છે અને એ જ પ્રમાણે ઔરતનો લિહાફ (બક્ષૂસ, રજાઈ) એનો લિબાસ છે.

ટૂંકમાં સંભોગનો ઉમદા અંદાઝ એ જ આયતમાંથી લીધો છે. અને એ જ અંદાઝ (શૈલી, રીત) પતિ અને પત્નીમાંથી દરેકનો બીજાના માટે લિબાસ હોવાની લાક્ષણિકતા બેહતર રીતે સૂચવે છે.

અને એમાં એક બીજો પહેલૂ પણ છે, તે એ કે સંભોગ વખતે ઔરત ક્યારેક ક્યારેક મર્દથી બિલ્કુલ ચોંટી-વળગી જાય છે. એ રીતે ઔરત મર્દના માટે એક લિબાસની જેમ બની જાય છે.

કવિએ સુંદર દૃશ્ય અંકિત કર્યું છે :-

(૧) إِذَا مَا الضَّجِيعُ ثَنَىٰ جِيدَهَا ÷ وَثَنَّتْ فَكَانَتْ عَلَيْهِ لِبَاسَا

(સંભોગ કરતી વેળા જ્યારે સૂતેલી (પત્ની) પોતાની સુરાહીદાર (કૂંજા જેવી) ગરદન ઘૂમાવે છે ત્યારે મારી સાથે એવી રીતે ચોંટી-વળગી જાય છે, જાણે કે તેણી મારો લિબાસ છે.)



(૧)આ શેઅર (કાવ્ય પંક્તિ) :

નાબિગો જઅદીના દીવાન (કાવ્ય સંગ્રહ) ના પૃ. ૮૧ ઉપર છે. અને 'અશ્શઅર વશ્શુઅરા' (પુસ્તક) ના પૃ. ૨૯૬ ઉપર પણ છે.

સંભોગની બદતરીન (સૌથી વધારે ખરાબ) રીત આ છે કે ઔરત મર્દના ઉપર હોય અને મર્દ પીઠ તરફથી ઔરત સાથે સંભોગ કરે, એ કુદરતી રચનાથી બિલ્કુલ ખિલાફ છે, જે અંદાઝ પર અલ્લાહતઆલાએ મર્દ અને ઔરતને પૈદા કર્યા છે. બલ્કે એમ કહો કે નર અને માદાને પૈદા કર્યા છે.

એમાં ઘણી ખરાબીઓ છે, જેમાંથી એક ખરાબી આ છે કે વિર્યનું સંપૂર્ણરીતે સ્ખલન થવું મુશ્કેલ હોય છે અને ક્યારેક લિંગમાં વિર્યનો કેટલોક ભાગ બાકી રહી જાય છે જે બદબૂદાર (દુર્ગંધિત) અને દુષિત થઈ જાય છે, જેના કારણે સંભોગ કરનારને નુકસાન થાય છે.

કદી-કદી એવું પણ થાય છે કે સ્ત્રીની યોનિમાંથી વિર્ય વહીને પુરૂષના લિંગમાં ચાલ્યું જાય છે એ રીતે સ્ત્રીના ગર્ભાશયમાં વિર્ય સંપૂર્ણ નિયંત્રણમાં રહેતું નથી અને ગર્ભધારણ ક્રિયામાં મુશ્કેલી પડે છે.

ઉપરાંત કુદરતી રીતે અને શરીઅત પ્રમાણે આ કાર્ય (સંભોગ)ના માટે સ્ત્રી કર્મ છે અને પુરૂષ કર્તા છે એટલે જો તેણી કર્મના બદલે કર્તા બની જશે તો કુદરત અને શરીઅત બંનેની વિરૂદ્ધ થશે.

અહલે કિતાબ (યહૂદી, ઈસાઈ વગેરે) પોતાની ઔરતો સાથે સંભોગ તેણીઓને પડખાભેર (કરવટ) સૂવાડીને કિનારાંથી કરતા હતા. તેઓ કહેતા હતા કે સંભોગની આ રીત ઔરતોના માટે આસાનતરીન (સરળતમ) છે.

('તિબ્બે નબવી')

આયતે કરીમા :

نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ ص فَأْتُوا حَرْثَكُمْ أَنّٰى شِئْتُمْ ز

(તમારી સ્ત્રીઓ તમારા માટે ખેતી (સમાન) છે, તો પોતાની ખેતીમાં ચાહો તે તરફથી જાઓ.)

✦

આ આયતે કરીમાથી જાણવા મળે છે કે તમારી પત્નીઓ તમારા માટે ખેતર (સમાન) છે. એટલે પોતાના ખેતરમાં જે તરફથી ચાહો આવો. અર્થાત્ આગળથી, પાછળથી, સૂતાં, ઊભાં, બેઠાં (એટલે સંભોગ માટેનું આસન કે રીત વિવિધ હોય, પરંતુ સંભોગ સ્ત્રીની માત્ર યોનિના માર્ગે જ કરવો જોઈએ.)

('ફતાવા રહીમિય્યહ' જિલ્દ ૨, પાનું ૨૪)

આ આયત ઉતરવા વિષે વિવિધ રિવાયતો, બનાવો હદીષની અને તફસીરની કિતાબોમાં નકલ થયેલા છે. વિગતો માટે 'તફસીર ઈબ્ને કસીર' જુઓ.

બુખારી અને મુસ્લિમની રિવાયતમાં છે કે :-

હઝરત જાબિર (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે :-

યહૂદીઓ એવું કહ્યા કરતા હતા કે જે શખ્સ પોતાની પત્ની સાથે તેની પીઠ પાછળથી તેના આગળના હિસ્સા (અર્થાત્ યોનિ)માં સંભોગ કરે છે, તો તેને બાળું (ત્રાંસી કીકી પૂતળી) વાળું બાળક પૈદા થાય છે.

યહૂદીઓની આ ગલત માન્યતાને રદ કરવા માટે આ આયત ઉતારી :

نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ ص فَأْتُوا حَرْثَكُمْ اَنّٰى شِئْتُمْ ز

-સૂરએ 'બ-ક-રહ', ૨૨૩

(તમારી સ્ત્રીઓ તમારા માટે ખેતી (સમાન) છે, તો પોતાની ખેતીમાં ચાહો તે તરફથી આવો.)

('મિશ્કાત' બાબુલ મુબાશરહ, કિતાબુ-ન્નિકાહ)

✦

એક રિવાયતમાં હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે :-

મદીનામાં જે હઝરાતે 'અલ-અન્સાર'નો ખિતાબ હાસિલ કર્યો તેઓ પ્રથમ મુશ્રીક હતા. યહૂદીઓની સાથે રહેતા હતા. યહૂદીઓની પાસે આસ્માની કિતાબ (તૌરાત) હતી એટલે મુશ્રીકો સમજતા હતા કે યહૂદીઓને ઇલ્મી ફઝીલત હાસિલ છે. તેથી તેઓ ઘણી ખરી બાબતોમાં યહૂદીઓની રીતભાત અપનાવી લેતા હતા.

સંભોગની બાબતમાં યહૂદીઓની રીત આ હતી કે તેઓ સ્ત્રીને માત્ર ચત્તી સૂવડાવીને જ સંભોગ કરતા હતા. એનાથી સ્ત્રીની પરદાપોશી વધારે થતી હતી. અન્સાર પણ યહૂદીઓની આ રીત પર જ સંભોગ કરતા હતા. એનાથી વિરૂદ્ધ કુરેશીઓની રીત આ હતી કે તેઓ ઔરત સાથે ખૂબ ખેલતા હતા.

- સ્ત્રીના સ્તન પોતાના તરફ કરીને,
- તેણીની પીઠ પોતાના તરફ કરીને,
- તેણીને ચત્તી સુવાડીને

ટૂંકમાં દરેક રીતે આનંદ માણતા હતા.

જ્યારે મુહાજિરો મદીના આવ્યા ત્યારે કોઈ મુહાજિરે અન્સારી ઔરત સાથે શાદી કરી લીધી. મુહાજિરે પોતાની રીત (વિવિધ આસનો)થી સંભોગ કરવા ચાહ્યું તો પેલી અન્સારી ઔરતે એને નાપસંદ કર્યું અને કહ્યું કે,

'માત્ર ચિત્ત (ચત્તા) સૂઈને જ સંભોગ કરી શકાય છે. માટે તમે પણ આ રીતે જ સંભોગ કરો, નહિંતર મારાથી દૂર રહો.'

આ બાબતમાં બંને પતિ-પત્ની વચ્ચે અણબનાવ થઈ ગયો. અહીં સુધી કે હુઝૂર (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) સુધી વાત પહોંચી ગઈ, તો અલ્લાહતઆલાએ આયતે કરીમા નાઝિલ ફરમાવી:

نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ ص فَأْتُوا حَرْثَكُمْ اَنّٰى شِئْتُمْ ز

-સૂરએ 'બ-ક-રહ', ૨૨૩

(તમારી સ્ત્રીઓ તમારા માટે ખેતી (સમાન) છે, તો પોતાની ખેતીમાં ચાહો તે તરફથી આવો.)

અર્થાત્‌ઃ- આગળથી, પાછળથી, ચતી સુવાડીને..... વગેરે, આ શરતે કે તે જગ્યા હોય જ્યાંથી બાળક જન્મે છે. (સ્ત્રીની યોનિ)

('ફતાવા રહીમિય્યહ' જિલ્દ ૨, પાનું ૨૫) ('અબૂ દાઉદ' જિલ્દ ૧, પાનું ૩૦૧ બાબ, જામિઉન્‌-નિકાહ, કિતાબુન્‌-નિકાહ)

## સંભોગથી પહેલાં કપડું પાથરો

સંભોગના શિષ્ટાચાર (આદાબ)માં આ વાત પણ ધ્યાન રાખવા લાયક છે કે સંભોગ કરવા પહેલાં નીચે કોઈ કપડું પાથરી દેવામાં આવે જેથી બિસ્તર વગેરે ખરાબ ન થાય. અને સંભોગ બાદ ગુપ્તાંગો (લિંગ તથા યોનિ)ને સાફ કરી શકાય.

('દીની દસ્તરખ્વાન)'

આ બાબતની હદીષ માટે જુઓ : 'સંભોગ કરવા પછી શું કરે?'

શિર્ષક હેઠળના લખાણની ફૂટનોટ : ૧ પાનું ૭૨

## સંભોગ કરતી વખતે કિબ્લા તરફ મુખ ન કરે

સંભોગના શિષ્ટાચાર (આદાબ)માંથી આ પણ છે કે કિબ્લા તરફ મુખ કરવું ન જોઈએ.

ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ)એ લખ્યું છે કે :

'સંભોગ વખતે કિબ્લા તરફથી હટી જાય કે કિબ્લાની તઅઝીમનો એ જ તકાઝો છે.'



શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહમતુલ્લાહિ અલૈહિ) ફરમાવે છે : 'સંભોગ વખતે કિબ્લાની તરફ મુખ ન કરે.'

'ફતાવા આલમગીરી'માં છે :

'પોતાની પત્ની સાથે સંભોગ કરતી વખતે એવું કરવું (અર્થાત્ ક્િબ્લા તરફ મુખ કરવું) પણ મકરૂહ છે.'

(કિતાબુલ કરાહિય્યત, પાંચમો બાબ)

## સંભોગ વખતે કપડાં વગેરેથી માથું ઢાંકી લે

સંભોગ વખતે કોઈ કપડું વગેરે ઓઢી લિયા કરે તો અફઝલ છે.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

'રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) સંભોગ કરતી વખતે માથું ઢાંકી લેતા હતા.'



આ બાબતમાં આ પણ અદબ (શિષ્ટાચાર) છે કે શક્ય એટલી ગુપ્તતા જળવાવી જોઈએ કે લોકો જોઈ–સાંભળી ન શકે. એવી જગ્યાએ સંભોગ ન કરે કે તમારી પ્રવૃત્તિને કોઈ જોતું હોય કે સાંભળતું હોય.

('દીની દસ્તરખ્વાન')

શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહમતુલ્લાહિ અલૈહિ) ફરમાવે છે કે :

માથું ઢાંકી લે. એવો પરદો કરે કે કોઈની નઝર ન પડે અહીં સુધી કે બાળક પણ ન જોઈ શકે, કારણ કે આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ ફરમાવ્યું છે :

''જ્યારે તમારામાંથી કોઈ પોતાની પત્નીથી સંભોગ કરે તો છુપાઈને કરે. જે શખ્સ સંભોગ વખતે પરદો નથી કરતો, તો

**ફરિશ્તા તેનાથી હયા (લજ્જા) કરે છે અને ત્યાંથી ચાલ્યા જાય છે અને શૈતાન હાજર થઈ જાય છે.'' (૧)**

**('ગુનિય્યહ')**

**ઈમામ ગઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ) લખે છે :**

**અને પોતાને, પોતાની પત્નીને કોઈ કપડાં વડે ઢાંકી લેવું જોઈએ. આં હઝરત સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ પોતાનું પવિત્ર માથું ઢાંકી લેતા હતા. (૧) અવાઝ મંદ (ધીમો) કરી લેતા હતા અને બીવીથી ઈર્શાદ ફરમાવતા હતા કે ગંભીરતા સાથે રહો.**

**(ખતીબ (૨) બ રિવાયતે ઉમ્મે સલ્મા (રદિયલ્લાહુ અન્હા)**

**('ઈહયાઉલ ઉલૂમ')**

---

(૧)આ પ્રકારની રિવાયત અલ્લામા મનાવી (રહ.)એ 'ફૈઝુલ કદીર'માં નકલ ફરમાવી છે.

હદીષ નંબર ૩૪૦ ની હદીષ હેઠળ 'જામિઅ સગીર'

અલ્લામા માનવી (રહ.) આ હદીષનું સ્પષ્ટીકરણ કરતા ફરમાવે છે કે :

સતર (પરદા)નો હુકમ પસંદપાત્ર છે અને અલ્લાહતઆલાથી હયાનો તકાઝો પણ છે તથા ફરિશ્તાઓનો અદબ પણ એમાં છે. કોઈ નગ્ન થઈ જાય તો તેનું એ કામ મકરૂહે તન્ઝીહી થશે, તહરીમી ન થશે.

('ફૈઝુલ કદીર' જિ. ૧, પૃ. ૩૦૮, હદીષ નં. ૩૪૦)

'કન્ઝુલ ઉમ્માલ'માં પણ શબ્દોના થોડા ફેર સાથે આ રિવાયત મૌજૂદ છે.

(જિ. ૧, પા. ૩૪૩, હદીષ નં. ૪૪૮૩૫)

(૨)'ખતીબ'ની રિવાયત

('ફૈઝુલ કદીર' જિલ્દ ૫, પાનું ૧૧૫, હદીષ નંબર ૬૫૩૬)

**એક બીજી હદીષમાં છે :**

**આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,**

**'જ્યારે પતિ–પત્ની સંભોગ કરવા ચાહે ત્યારે ગધેડાંઓની જેમ નગ્ન નહિં થાય.'**

**('ઈબ્ને માજહ' બ રિવાયત ઉકબા (રદિ.), 'ઈહયાઉલ ઉલૂમ')**

**નોંધ : આ (નગ્ન નહિં થવું) અદબ છે. જાઈઝ હોવામાં કંઈ વાંધો નથી. (૧)**

**'ફતાવા આલમગીરી'માં છે :**

**''જો ઓરડી નાની હોય, પાંચથી દસ ગઝ સુધી તો પોતાની પત્નીને સંભોગના માટે નગ્ન કરી શકે છે.''**

**અને મજદુલ અઈમ્મા તર્જુમાની તથા રૂકનુલ સબાઈ તેમજ હાફિઝ સાઈલીએ ફરમાવ્યું કે :**

**''મકાનમાં જો બંને (પતિ–પત્ની) નગ્ન થઈ જાય તો કંઈ ડર નથી.''**

**(કિતાબુલ કરાહિય્યત)**

---

(૧)'કન્ઝુલ ઉમ્માલ'ની રિવાયત આ પ્રમાણે છે :

હઝરત ઉમ્મે સલ્મા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે :

'હુઝૂર (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) જ્યારે પોતાની કેટલીક બીવીઓ પાસે હાજત પૂરી કરવા માટે તશરીફ લાવતા ત્યારે માથું ઢાંકી લેતા અને આંખો બંધ કરી લેતા તથા બીવીઓથી ફરમાવતા : સુકૂન (શાંતિ) અને વકાર (ગંભીરતા)થી રહો.'

(જિલ્દ ૧૬, પાનું ૫૬૫, હદીષ નંબર ૪૫૮૮૬)

એક રિવાયતમાં પણ આવ્યું છે.

(૧)('ફેઝુલ કદીર' જિલ્દ ૨, પાનું ૨૮૩, હદીષ નંબર ૧૭૧૮)

## સંભોગ વખતે વાતચીત

સંભોગના વખતે વધારે વાતચીત ન કરે.

એક હદીષમાં છે :

“સંભોગ વખતે વધારે વાત ન કરો, એનાથી ગુંગાપણું અને તોતડાપણું પૈદા થાય છે.” (૧)

(‘દીની દસ્તરખ્વાન’)

(‘કન્ઝુલ ઉમ્માલ’ જિલ્દ ૧૬, પાનું ૩૫૪, હદીષ નંબર ૪૪૯૦૧)

‘દુર્રે મુખ્તાર’ના કર્તા લખે છે :

- મસ્જિદમાં અને
- જનાઝાની પાછળ અને
- સંડાસમાં અને
- સંભોગ વખતે

વાત કરવું મકરૂહ છે.



અલ્લામા ઈબ્ને આબિદીન શામી (રહમતુલ્લાહિ અલૈહિ) ‘વ-હિય હાલતૂલ જિમાઅ’ શિર્ષક હેઠળ લખે છે કે :

“આ (સંભોગ)ની હાલત છુપાવવાની છે અને આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમએ આ હાલતમાં અદબનો હુકમ આપ્યો છે તથા સંભોગની હાલતમાં સુન્નત આ છે કે વધારે વાતચીત ન કરે, એટલા માટે કે એનાથી છોકરા ગુંગા (પૈદા) થાય છે.”

(‘શામી કિતાબુલ હઝર વલ્ઇબાહત’)

(૧)‘કન્ઝુલ ઉમ્માલ’

(જિલ્દ ૧૬, પાનું ૩૪૪, હદીષ નંબર ૪૪૮૪૧)

પરંતુ હઝરત મૌલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહમતુલ્લાહિ અલૈહિ) લખે છે :

સંભોગની હાલતમાં પોતાની પત્ની સાથે વાત કરવામાં કોઈ વાંધો નથી. મનાઈ બીજી સાથે વાત કરવાની છે.

(એ વિષે) સવાલ – જવાબ વાંચો.

સવાલ :–

પુરૂષ પોતાની પત્ની સાથે સંભોગની હાલતમાં કોઈ પ્રકારની વાતચીત કરી શકે છે કે નહિં ?

જવાબ :–

સંભોગની હાલતમાં વાત કરવી મકરૂહ છે, પરંતુ એ ત્યારે છે કે કોઈ બીજા સાથે વાત કરે. અને ખુદ પત્ની સાથે વાત કરવામાં વાંધો નથી.

('ઈમ્દાદુલ મુફતિય્યીન' સવાલ નંબર ૯૩૮)

## વિર્યસ્ખલન વખતની દુઆ

બરાબર વિર્ય સ્ખલન થતી વખતે દિલમાં આ દુઆ પઢે :

اَللّٰهُمَّ لاَ تَجْعَلْ لِلشَّيْطَانِ فِيْ مَا رَزَقْتَنِيْ نَصِيْبًا

(હે અલ્લાહ! આપ મને જે અવલાદ અતા ફરમાવો એમાં શૈતાનનો હિસ્સો કરશો નહિં.)

(ઈબ્ને અબી શયબહ મવકૂફન અલા ઈબ્ને મસઊદ (રદિ.) 'ફઝલે મુબીન તર્જુમા હિસ્સે હસીન'

## સંભોગથી પરવારીને શું કરે ?

(૧)

વિર્ય સ્ખલન થઈ ગયા પછી પુરૂષે ઉઠવામાં ઉતાવળ કરવી

નહિં, જ્યાં સુધી સ્ત્રીને પણ સંતોષ પ્રાપ્ત નહિં થઈ જાય. (૧) નહિતર આ કાર્ય ઘણાં જ ખતરાનું નિમિત્ત થઈ શકે છે. અને વારંવાર એ પ્રમાણે કરવાથી સ્ત્રીમાં પુરૂષ પ્રત્યે નફરત પૈદા થઈ શકે છે.

શૈખ અબ્દુલ કાદિર જીલાની (રહમતુલ્લાહિ અલૈહિ) ઈર્શાદ ફરમાવે છે :

''અને આ પણ સંભોગનો અદબ (શિષ્ટાચાર) છે કે સ્ત્રીની ઈચ્છા પૂરી થવાનો ઈન્તેઝાર કરે. પોતાની ઈચ્છા પુરી કરીને લા-પરવા ન થઈ જાય, બલ્કે સ્ત્રીની ઈચ્છા પણ પૂરી થવા દે.) એવું ન કરવાથી સ્ત્રીને રંજ (દુઃખ) પહોંચે છે, જે સ્ત્રીની દુશ્મની અને તેના જુદા થવાનો સબબ બની જાય છે.''

('ગુનિય્યહ')

---

(૧)હદીસે પાકમાં એની તાલીમ આપવામાં આવી છે કે સંભોગ વખતે પુરૂષ સ્ત્રીના સંતોષ (તૃપ્તિ)નો ખ્યાલ રાખે :

એક હદીષમાં ફરમાવ્યું : "જ્યારે તમારામાંથી કોઈ પોતાની પત્નીથી સંભોગ કરે તો કુવ્વત અને શિદ્દત (તીવ્રતા) તેમજ સારી રીતે સંભોગ કરે. પછી જ્યારે પતિ પોતાની હાજતથી પરવારી જાય, તો સ્ત્રીની હાજત પૂરી થવાથી પહેલાં (ઉઠવામાં) ઉતાવળ ન કરે અહીં સુધી કે સ્ત્રીની ઈચ્છા અને હાજત પૂરી (સંતૃપ્ત) ન થઈ જાય. અર્થાત્ વિર્યસ્ખલન થયા પછી પુરૂષ સ્ત્રીના ઉપરથી ઊઠી ન જાય, બલ્કે ચુંબન, આલિંગન વગેરે મારફતે સ્ત્રીને સંતોષ (તૃપ્તિ) થાય ત્યાં સુધી સૂતેલો રહે."

એનાથી એ પણ જાણવા મળ્યું કે જો પુરૂષને વિર્યસ્ખલન જલ્દી થઈ જતું હોય (શીઘ્રપતનની બીમારી હોય) તો તે એનો ઈલાજ કરાવે.

('ફૈઝુલ કદીર')

સ્ત્રીને સંતોષ થવો બેહદ જરૂરી છે. એમાં તેમની દીન અને દુનિયા બંનેની ભલાઈ છે. અહીં સુધી કે અલ્લામા ઈબ્ને જૌઝી (રહમતુલ્લાહિ અલૈહિ) પોતાની દુઆમાં ફરમાવતા હતા :

"હે અલ્લાહ! મારા ખાસ અંગ (લિંગ)ને મજબૂત કરી દે, કારણ કે એમાં મારા ઘરવાળાઓની દીન અને દુનિયાની ભલાઈ છે."

('દીની દસ્તરખ્વાન')

ઈમામ ગઝ્ઝાલી (રહમતુલ્લાહિ અલૈહિ) લખે છે :

"પછી જ્યારે પુરૂષને વિર્યસ્ખલન થઈ જાય તો જોઈએ કે એ જ પ્રમાણે કંઈક થોભેલો રહે કે જેથી સ્ત્રીનો મતલબ (કામેચ્છા) પણ પુરો થઈ જાય કારણ કે કેટલીક વખતે સ્ત્રીને વિર્યસ્ખલન મોડું થાય છે, તો ત્યારે પુરૂષે તેનાથી અલગ થઈ જવું તેના મનદુઃખનો સબબ બને છે અને (સ્ત્રી-પુરૂષના) વિર્યસ્ખલનમાં આદતના કારણે ઈખ્તિલાફ થવો નફરતનું કારણ બને છે, એ શરતે કે પુરૂષને વિર્યસ્ખલન (સ્ત્રીના કરતા) પહેલું થઈ જાય. (સ્ત્રી-પુરૂષ) બંનેને એક સાથે વિર્યસ્ખલન થવું સ્ત્રીને વધારે સારું લાગે છે." ('ઈહયાઉલ ઉલૂમ')

(૨)

જ્યારે સંભોગથી પરવારી જાય તો લિંગ વગેરેને કપડાંથી સાફ કરી લે. (૧) અને હુંફાળા પાણીથી ધોઈ લે તો એ ઘણી સારી વાત છે. રિવાયતમાં એમ પણ આવ્યું છે કે :

"આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ કદી જનાબત (નાપાકી)ની હાલતમાં સૂતેલા રહેતા અને પાણીને હાથ પણ નહીં લગાવતા."

(૧)સંભોગથી પહેલાં કોઈ કપડું પાથરી લે.

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી રિવાયત છે કે :

ફરમાવે છે,

"(હે ઔરતો!) તમારામાંથી દરેક કોઈ કપડું પોતાના પતિના માટે તૈયાર રાખે. જ્યારે તે તમારી પાસે (સંભોગના ઈરાદાથી) આવે."

બીજી રિવાયતમાં છે :

"બેશક ઔરત કોઈ કપડું પોતાના પતિના માટે રાખી મૂકે (જેથી સંભોગ વખતે પાથરી દે) પછી જ્યારે પતિ પોતાની જરૂરતથી પરવારી જાય તો એ કપડાંથી (પોતાની યોનિ) સાફ કરી લે, તે પછી (એ કપડું) પતિને આપી દે કે જેથી તે પણ એ કપડાંથી (પોતાનું લિંગ સાફ કરી લે.)"

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૫૬૪, હદીષ નં. ૪૫૮૮૪)

---

**એટલે વુઝૂ વગર અને લિંગને ધોવા વગર સૂવું જાઇઝ હોવામાં કોઇ શંકા નથી.**

**(૩)**

**બીજી વખત સંભોગનો ઈરાદો હોય તો જરૂરી છે કે લિંગ (૧) વગેરે ધોઈ લે અને વુઝૂ કરી લે તો બેહતર છે.**

**અલ્લામા ઈબ્ને કય્યિમ (રહમતુલ્લાહિ અલૈહિ) લખે છે :**

**"જ્યારે સંભોગ કરનારો એક વખત સ્ત્રી સાથે સંભોગ કરવા બાદ ગુસલથી પહેલાં જ બીજી વખત સંભોગની ઈચ્છા કરે તો તેના માટે બે સંભોગના વચમાંના સમયગાળામાં શરીઅતે વુઝૂનો હુકમ આપ્યો છે."**

---

(૧)'જ્યારે તમારામાંથી કોઈ પોતાની પત્ની સાથે સંભોગ કરી ચૂકે અને ફરી બીજી વખત સંભોગનો ઈરાદો હોય તો પોતાની શર્મગાહ (લિંગ)ને ધોઈ લે.'

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૪૭, હદીષ નં. ૪૪૮૩૩)

ઈમામ મુસ્લિમે પોતાની સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ સઈદ ખુદરી (રદિયલ્લાહુ અન્હુ)થી બયાન કર્યું કે,

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું :

''જ્યારે કોઈ પોતાની પત્નીથી સંભોગ કરે અને ફરી બીજી વખત સંભોગ કરવા ચાહે તો તેણે વુઝૂ કરી લેવું જોઈએ.''

('કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૪૩, હદીષ નં. ૪૪૮૩૨)

સંભોગ પછી ગુસલ અને વુઝૂ કરી લેવાથી :–

- એક પ્રકારનો આનંદ અને ઉલ્લાસ પૈદા થાય છે.
- દિલની પ્રફુલ્લિતતા હાસિલ થાય છે.
- સંભોગના કારણે વપરાયેલી શક્તિની કંઈક અંશે પૂર્તિ થઈ જાય છે.
- ઉચ્ચકક્ષાની પવિત્રતા અને નિર્મળતા પ્રાપ્ત થાય છે.
- સંભોગના કારણે શરીરના અંદરના ભાગમાં અસ્ત–વ્યસ્ત થયેલી હરારતે ગરીઝી (શરીરની કુદરતી ગરમી, પ્રાણગ્નિ) ફરી પાછી સંગઠિત થઈ જાય છે.
- સ્વચ્છતા, સુઘડતા અને નિર્મળતા જે અલ્લાહતઆલાને પસંદ છે, તે હાસિલ થઈ જાય છે.

એનાથી વિરૂદ્ધ (ગંદકી, અસ્વચ્છતા) અલ્લાહતઆલાને નાપસંદ છે, એટલે સંભોગના માટે આ બેહતરીન રીત છે, જેમાં તંદુરસ્તી અને શારીરિક શક્તિઓની પણ સુરક્ષા થાય છે.

('ઝાદુલ મઆદ' જિલ્દ ૩, પાનું ૩૧૦)

બહુમતી ઉલમાની નઝદીક એક કરતાં વધારે સંભોગ દરમિયાન વુઝૂનો હુકમ પસંદપાત્ર હોવાના માટે છે, વાજિબ (ફરજિયાત) નથી.

"વિવિધ સંભોગના દરમિયાન વુઝૂનો હુકમ ચાર ઈમામોની નઝદીક પસંદપાત્ર છે અને ઝાહિરિય્યહની નઝદીક આ હુકમ વાજીબ છે."

('ફૈઝુલ કદીર' હદીષ નંબર ૩૩૯ હેઠળ)

નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમથી બન્ને પ્રકારના અમલ સાબિત છે. કદી આપ તમામ પુનિત પત્નીઓ (રદિ.) સાથે સંભોગ કરતા પછી એક વખત ગુસલ ફરમાવી લેતા, અને કદી દરેકના માટે અલગ-અલગ ગુસલ ફરમાવતા.

'અબુ દાઉદ'માં હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ)ની રિવાયત છે કે :

"એક દિવસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પોતાની તમામ પુનિત પત્નીઓની પાસે જઈને આવ્યા, એક જ ગુસલથી." (બાબુલ જુનુબે યઊદ)

બીજી રિવાયત 'અબુ દાઉદ શરીફ'ની જ છે. હઝરત અબૂ રાફેઅ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે :

"એક દિવસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પોતાની તમામ પત્નીઓની પાસે તશરીફ લઈ ગયા અને આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) દરેકની પાસે ગુસલ ફરમાવતા હતા."

મેં અરજ કરી,

યા રસૂલુલ્લાહ ! આપ બધી (પત્નીઓ)થી ફારિગ થઈને એક જ વખત ગુસલ ફરમાવી લેત તો?

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"આ અમલ (દરેક વખતે ગુસલ કરવું) સ્વચ્છતા, સુઘડતા અને પાકીઝગીમાં બેહતર અને પસંદ પાત્ર છે."

# શું સંભોગ કરનાર પર તુરંત ગુસલ જરૂરી છે ?

અબૂ દાઉદ શરીફની એક હદીષમાં છે :

"તે ઘરમાં ફરિશ્તા નથી જતા જે ઘરમાં :-

- કોઈ તસ્વીર હોય,
- કૂતરો હોય, અથવા
- જુનુબી (૧) હોય."

એનાથી આ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે :

શું જુનુબી પર, જનાબત, (૨)નું ગુસલ તુરંત કરવું જરૂરી છે?

એનો જવાબ આ છે કે એ જરૂરી નથી. ખુદ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)થી જનાબતના ગુસલમાં મોડું કરવું સહીહ હદીષોથી સાબિત અને નકલ થયેલું છે.

અબૂ દાઉદમાં હઝરત અફીફ ઈબ્ને હારિસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે :

"મેં હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા)થી પૂછયું કે,

શું આપ બતાવી શકો છો કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) જનાબતનું ગુસલ રાતના પહેલાં હિસ્સામાં કરતા હતા કે પાછલા હિસ્સામાં ?"

આપ (રદિયલ્લાહુ અન્હા) એ જવાબ આપ્યો કે,

"કદી રાતના પ્રથમ હિસ્સામાં ગુસલ કરતા હતા અને કદી છેલ્લા હિસ્સામાં."

---

(૧)જુનુબી : તે માણસ જેને સંભોગ અથવા સ્વપ્નદોષ વગેરેથી વિર્યસ્ખલન થવાના કારણે ગુસલની હાજત હોય.

(૨)જનાબત : તે નાપાકી જે સંભોગ અથવા સ્વપ્નદોષ વગેરેથી વિર્યસ્ખલન થવાના કારણે હોય.

મેં કહ્યું,

"અલ્લાહુ અકબર! શુક્ર છે તે અલ્લાહનો જેણે કામમાં આસાની ફરમાવી."

(બ્નબુન ફિલ્જુનુબિ યુઅખ્ખિરુલ ગુસ્લ)

એટલા માટે અગાઉની રિવાયતમાં જુનુબી (સંભોગ કરનાર)થી મુરાદ તે જુનુબી છે જે કંઈ કંઈ દિવસો સુધી જુનુબી રહે અથવા આ હાલતમાં નમાઝ કઝા કરી દે અથવા આદતના કારણે (ગુસલ કરવામાં) મોડું કરે.

## સંભોગ અને રાતની ખાનગી વાતો કોઈને ન કરે

સંભોગના સંબંધમાં પતિ-પત્નીની ચેષ્ટાઓ તેમજ સંભોગની વાતો વગેરે કોઈથી ન કરે, ન મર્દ ન ઔરત. એ વાતો કોઈને કહેવી બેહયાઈ અને અસભ્યતા છે.

'ગુન્યતુત્તાલિબીન' (કિતાબ)માં છે :

મર્દના માટે જાઈઝ નથી કે સંભોગ વિષે ખાનગી વાતો કોઈથી બયાન કરે, એ જ હુકમ ઔરતો માટે પણ છે, કારણ કે એ અસભ્યતા, મુર્ખાઈ અને નીચતા છે. શરીઅત અને અકલ બન્ને પ્રમાણે.

હઝરત અબૂહુરયરહ (રદિયલ્લાહુ અન્હુ)એ એક લાંબી હદીષમાં ફરમાવ્યું :

એક વખત આં હઝરત (સલલલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ એક મોકા પર મરદોને સંબોધીને પૂછયું કે,

"કોઈ એવો શખ્સ પણ છે જે પોતાની પત્નીના પાસે જતી વખતે દરવાજો બંધ કરીને પરદો નાંખી દે છે અને છુપાઈને આ કાર્ય કરે છે?"

સહાબા (રિદવાનુલ્લાહિ અલૈહિમ)એ જવાબ આપ્યો કે,

''યા રસૂલુલ્લાહ ! એવા લોકો મૌજૂદ છે.''

તે પછી હુઝૂર (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે,

''એ પછી તે આ કામ વિષે લોકોને કહેતો ફરે છે કે મેં આમ કર્યું અને તેમ કર્યું?''

તો સહાબા (રિદવાનુલ્લાહિ અલૈહિમ) ખામોશ રહ્યા.

તે પછી આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) ઔરતોની તરફ ધ્યાનિત થયા, અને પૂછયું કે,

''શું તમારામાંથી કોઈ એવી ઔરત છે જે પોતાના પતિની ખાસ (ખાનગી) વાતો બીજી ઔરતોની સામે બયાન કરતી હોય?''

આ સાંભળીને ઔરતો પણ ખામોશ રહી.

થોડા સમય પછી એક યુવતી પોતાની જાંઘના ટેકાથી ઉભી થઈને કહેવા લાગી કે,

''એવી વાતો મર્દો પણ કરે છે અને ઔરતો પણ.''

ત્યારે આં હઝરત (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો,

''જે મર્દો કે ઔરતો એવી વાતો કરે છે તેમની મિસાલ (ઉપમા) એવી છે જેમકે એક શૈતાન શૈતાનથી કૂચાબાઝારમાં મળે છે અને પોતાની હાજત પૂરી કરીને ચાલવા માંડે છે જો કે લોકો તેમને જોઈ રહ્યા હોય છે.''

('ગુન્યતુત્તાલિબીન',

'કન્ઝુલ ઉમ્માલ' જિલ્દ ૧૬, પાનું ૩૦૬, હદીષ નં. ૪૪૯૦૮)



'મુસ્લિમ શરીફ'ની સહીહ રિવાયતમાં છે :

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિયલ્લાહુ અન્હુ) કહે છે કે,

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

''કિયામતના દિવસે અલ્લાહતઆલાની નઝદીક સૌથી'' મોટી અનામત (એક રિવાયતમાં આ પ્રમાણે છે કે)

''કિયામતના દિવસે અલ્લાહતઆલાની નઝદીક મરતબા પ્રમાણે સૌથી બૂરો શખ્સ તે હશે જે પોતાની પત્નીથી સંભોગ કરે અને તેની પત્ની તેના બાહુમાં હોય અને પછી તે તેની ખાનગી વાતો જાહેર કરતો ફરે.''

('મિશ્કાત' બાબુલ મુબાશરહ)

ઉપરની હદીષથી માલૂમ થયું કે પતિ અને પત્નીની વચ્ચેની સેક્સ (Sex) વિષેની વાતો અને જાતિય બાબતોને બીજાઓ સમક્ષ બયાન કરવું માત્ર અખ્લાકી દ્રષ્ટિબિંદુથી જ ખરાબ નથી, બલ્કે શરઈ તૌર પર પણ આખિરતમાં પતિ તરીકેની જવાબદારીના ભંગ બદલ પકડનો સબબ થશે.

ઈમામ નવવી (રહ.)એ આ હદીષનું વિવરણ કરતાં લખ્યું છે કે :

''સંભોગની કૈફિયત, એકબીજાથી લિઝઝત (મજા)ની રીતો અને ઔરતના તરફથી જાહેર થતાં વાણી અને વર્તનને બીજાઓની સામે નકલ કરવું હરામ છે.''

('નવવી અલા મુસ્લિમ'–૧/૪૬૪)

## એક બોધદાયક બનાવ

આ બાબતમાં એક બોધદાયક બયાન કરવું ફાયદાથી ખાલી નથી.

એક આલિમ અને દાનિશમંદ માણસે પોતાની પત્નીને તલાક

આપવાનો ઈરાદો કર્યો.

લોકોએ પૂછયું કે,

"એવું શા માટે કરો છો?"

તેણે કહ્યું કે,

"હું મારી પત્નીના ઐબો શા માટે જણાવું?"

પછી જયારે તેણે તલાક આપી દીધી ત્યારે કેટલાક લોકોએ પૂછયું કે,

"તમે તમારી પત્નીને તલાક શા માટે આપી?"

તેણે કહ્યું કે,

"હું એક પરાઈ સ્ત્રીના ઐબો કેવી રીતે જાહેર કરું?"



કેટલાક ઉલમાએ લખ્યું છે કે :

પતિ-પત્નીના માટે એક બીજાની વાતોને જાહેર કરવાની મનાઈ આ સૂરત (સંજોગ)માં છે કે જયારે (એ વાતો કોઈને કહેવાનો) કોઈ ફાયદો અને હેતુ ન હોય, હાં, જો એનો કોઈ ફાયદો કે, એનું કોઈ યોગ્ય કારણ હોય, તો વાત કરવાની મનાઈ નથી.

દાખલા તરીકે ઔરતની આ ફરિયાદ હોય કે :

– એનો પતિ એને જાતિય સુખની તૃપ્તિ આપવાને લાયક નથી. (અર્થાત નપુંસક છે.)

– અથવા પત્ની એવી શિકાયત કરે કે તેનો પતિ તેની સાથે બેઝારી અને લાપરવાહીનું વર્તન કરે છે.

તો આ સૂરત (પરિસ્થિતિ)માં આ બાબતો કહેવી નાપસંદ નહિં થશે.

જેમ કે ખુદ અલ્લાહતઆલાએ ફરમાવ્યું છે :

لَا يُحِبُّ اللّٰهُ الْجَهْرَ بِالسُّوْٓءِ مِنَ الْقَوْلِ اِلَّا مَنْ ظُلِمَ ط

(સૂરએ નિસાઅ : ૧૪૮)

(અલ્લાહ કોઈની બૂરી વાત જાહેર કરવાને પસંદ કરતો નથી, પરંતુ જેના ઉપર ઝુલ્મ થયો હોય (તે સત્ય બીના જાહેર કરે તો ગુનાહ નથી.)

('મઝાહિરે હક' (જદીદ) જિલ્દ ૩, ૭૪૨)

## હૈઝ (માસિક)ની હાલતમાં સંભોગની મનાઈ

હૈઝ (માસિક)ની હાલતમાં સંભોગ કરવો હરામ છે અને એનું હરામ હોવું નસ્સે કતઈ (૧) થી સાબિત છે.

કુર્આને કરીમમાં છે :

وَيَسْئَلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ط قُلْ هُوَ اَذًى لا فَاعْتَزِلُوا

النِّسَآءَ فِى الْمَحِيْضِ لا وَلَا تَقْرَبُوْهُنَّ حَتّٰى يَطْهُرْنَ

(સૂરએ બ-ક-રહ : ૨૨૨)

(અને લોકો તારાથી હૈઝ (માસિક) હાલતમાં (સંભોગ વિ. કરવાનો)નો હુકમ પૂછે છે, કહી દે કે ગંદકી છે, માટે હૈઝ (માસિક) વખતે તમે સ્ત્રીઓ જોડે સંભોગ કરવાથી અળગા રહો અને જ્યાં સુધી તેણીઓ (હૈઝથી) પવિત્ર થાય નહિં ત્યાં સુધી તેણીઓથી સંભોગ ન કરો.

('મઆરિફુલ કુર્આન' જિલ્દ ૧, પાનું ૪૮૭, 'સૂરએ બ-ક-રહ' આયત નંબર ૨૨૨)

પવિત્ર શરીઅતે હૈઝ (માસિક)ની હાલતમાં માત્ર સંભોગની મનાઈ ફરમાવી અને કારણ દર્શાવ્યું કે એ ગંદકી છે.

---

(૧)સ્વયંસ્પષ્ટ અને શંકારહિત અર્થવાળી આયતે કુર્આન

આધુનિક અને પ્રાચીન બન્ને વૈદકશાસ્ત્ર (ડાકતરી વિદ્યા)માં પ્રમાણિત થયેલું છે કે હૈઝ એક ખાસ પ્રકારનું નાકિસ (અધકચરૂં) લોહી છે જે રંગ, ગંધ તથા રચનામાં સામાન્ય લોહી કરતાં અલગ છે. તો એ હાલતમાં ઔરતોથી અળગા રહો. આ અળગા રહેવાનો હુકમ માત્ર સંભોગના ખાસ કાર્ય સુધી જ મર્યાદિત છે. સાથે ઉઠવા-બેસવા, ખાવા-પીવા વગેરે ઘરેલું અને સામાજિક પ્રવૃત્તિઓ સાથે એનો કોઈ સંબંધ નથી.

(તફસીરે માજિદી)

મુસ્લિમ શરીફની સહીહ રિવાયતમાં છે :

હઝરત અનસ (રદિયલ્લાહુ અન્હુ) રિવાયત કરે છે કે,

યહૂદીઓમાં જ્યારે કોઈ સ્ત્રી હૈઝ (માસિક)ના દિવસોમાં હોય તો તે લોકો તેણી સાથે માત્ર ખાવા-પીવાનું જ છોડી દેતા ન હતા, બલ્કે તેણી સાથે ઘરોમાં સૂવા-બેસવાનું પણ છોડી દેતા હતા. (૧) એટલે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ના સહાબા (રદિયલ્લાહુ અન્હુમ)એ આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)થી આ બાબતમાં હુકમ પૂછયો તો અલ્લાહતઆલાએ આ આયત નાઝિલ ફરમાવી :

وَيَسْـئَلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ط قُلْ هُوَ اَذًى لا فَاعْتَزِلُوا

النِّسَآءَ فِى الْمَحِيْضِ لا وَلَا تَقْرَبُوْهُنَّ حَتّٰى يَطْهُرْنَ

(સૂરએ બ-ક-રહ : ૨૨૨)

આં હઝરત (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"તમે ઔરતોની સાથે હૈઝ અર્થાત્ માસિકની હાલતમાં સંભોગ સિવાય જે ચાહો તે કરતા રહો."



(૧)ભારતમાં કેટલાક ચૂસ્ત હિંદુ પરિવારોમાં હજુ પણ આ પ્રથા જોવા મળે છે.

આ હદીષથી સ્પષ્ટ જાણવા મળે છે કે હૈઝ (માસિક)ની હાલતમાં સંભોગ તો હરામ છે, પરંતુ સંભોગ સિવાય પત્નીથી લાભ લેવો ન માત્ર જાઈઝ છે, બલ્કે નબીએ કરીમ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમના અમલથી સાબિત છે.

'બુખારી' અને 'મુસ્લિમ'ની રિવાયત છે :

હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

"હું હૈઝ (માસિક)ની હાલતમાં હોઉં તો આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) મને તહબંદ (અર્થાત કાછડી) બાંધવા માટે ઈરશાદ ફરમાવતા. જ્યારે હું તહબંદ (કાછડી) બાંધી લેતી તો આપ મારી સાથે નાફ (અર્થાત્ નાભિ) કે દૂંટીના ઉપર-ઉપર પોતાનું બદન લગાડીને સૂઈ જતા હતા."



'બુખારી' અને 'મુસ્લિમ'ની જ એક બીજી રિવાયતમાં હઝરત આયશા (રદિયલ્લાહુ અન્હા) ફરમાવે છે કે,

"હું હૈઝ (માસિક)ની હાલતમાં હોઉં તો આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) મારી ગોદમાં સહારો લઈને બેસી જતા અને કુર્આન પઢતા."



એક સહાબી (રદિયલ્લાહુ અન્હુ)એ આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)થી પૂછયું કે,

"મારા માટે મારી બીવીથી હૈઝ (માસિક)ની હાલતમાં શું (કરવું) જાઈઝ છે?"

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"તેણીના શરીર પર તેણીનો તહબંદ (કાછડી) ખૂબ મજબૂત બાંધી લો. તે પછી તહબંદ (કાછડી)ના ઉપર તમારૂં કામ છે." (અર્થાત્ નાફ, નાભિ કે દૂંટી ઉપર તેણીના શરીરને સ્પર્શ કરવો મુબાહ (જાઈઝ) છે.)

# હૈઝ (માસિક)ની હાલતમાં સંભોગ પર સઝાની ચેતવણી

હઝરત અબૂહુરૈરહ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે : રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"જે શખ્સ :

- હૈઝ (માસિક) વાળી પત્નીથી સંભોગ કરે અથવા
- પોતાની પત્નીની ગુદા (મળમાર્ગ)માં સંભોગ કરે (૧) અથવા
- કોઈ કાહિન (ભવિષ્યવેત્તા) (થી ગૈબની વાતો પૂછવા) ગયો અને તેની વાતને સાચી માની,

તો તે શખ્સે (જાણે) મુહમ્મદ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પર ઉતારવામાં આવેલ દીન (મઝહબ)નો ઈન્કાર કર્યો."



હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે: નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું કે,

"જો કોઈ શખ્સ પોતાની હૈઝ (માસિક) વાળી પત્નીથી સંભોગ કરે તો તેણે અર્ધો દીનાર (૨) સદકો કરવો જોઈએ."

(આ તમામ રિવાયતો 'મિશ્કાત' બાબુલ હૈઝમાંથી લીધી છે.)



આ હદીષનો કેટલાક લોકો એવો ગલત અર્થ સમજ્યા છે કે, હૈઝ (માસિક)ની હાલતમાં સંભોગ કરવો હોય તો અર્ધો દીનાર સદકો કરીને કરે. આ હદીષનો ખરેખર એવો અર્થ નથી.

---

(૧)એને 'ગુદા મૈથુન' અથવા 'સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ' કહે છે.

(૨)દીનાર : અશરફી, સોનાનો એક ચલણી સિક્કો, સોના મહોર જેનું વજન ૪ ગ્રામ ૩૭૪ મીલીગ્રામ જેટલું છે.

(ઈમ્દાદુલ અવઝાન)

હઝરત મૌલાના મુફતી સય્યિદ અબ્દુ-ર્રહીમ સાહબ લાજપુરી મદ્દઝિલ્લુહૂ લખે છે :

''અર્ધો દીનાર ખૈરાત કરવો 'ફી' (Fee) તરીકે નથી, બલ્કે દંડ અને સઝા તરીકે છે. તેમજ અલ્લાહના ગઝબથી બચવા માટે છે. ફિકહની કિતાબોમાં છે કે કોઈ (શખ્સ) રમઝાનુલ મુબારકમાં રોઝહની હાલતમાં સંભોગ કરે તો કફફારો લાઝિમ છે. એનો એ મતલબ નથી કે રોઝહની હાલતમાં સંભોગ કરવો હોય તો કફફારો આપીને કરી શકે છે.''

('ફતાવા રહીમિય્યહ' જિલ્દ ૧, પાનું ૫૪, જિલ્દ ૯, પાનું ૩૯૯)



જો કોઈ બદનસીબથી આ કબીરો ગુનોહ થઈ જાય તો અલ્લાહની બારગાહમાં દિલના ઊંડાણથી વિવશતા અને વિનમ્રતાથી તૌબા અને ઈસ્તિગ્ફાર વાજિબ છે. તદ્ઉપરાંત હૈસિયત પ્રમાણે સદકહ અને ખૈરાત કરે કે કાનૂન ભંગ અને ગુનાહે કબીરહ કરવાના કારણે ગઝબે ઈલાહી જોશમાં આવી જાય છે તે સદકહથી ટળી જાય છે.

હઝરત મૌલાના સૈયદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ 'ઉમ્દતુલ ફિકહ'માં લખે છે :

''(૭) હૈઝ માસિક અને નિફાસ (સુવાવડ પછી આવતા લોહી)વાળી ઔરતથી સંભોગ હરામ છે અને એને જાઈઝ તેમજ હલાલ જાણવું કુફ્ર છે. અલબત્ત ઈમામ અબૂહનીફા અને ઈમામ અબૂ યુસુફ (રહ.)ના નઝદીક મર્દને જાઈઝ છે કે એવી પત્નીઓથી

- ચુંબન અને આલિંગન કરે,
- તેણીને પાસે સૂવાડે,
- પગના ઘૂંટણ અને નાફ (નાભિ કે દૂંટી)ની વચ્ચે બદનનો જે ભાગ છે તે સિવાયના બાકીના સમગ્ર બદનથી લિઝ્ઝત હાસિલ કરે,

- તેણી સાથે ખાય – પીએ,
- આ (હૈઝ અને નિફાસની) હાલતમાં ઘૂંટણથી નાફ સુધીના ઔરતના બદનથી મર્દે પોતાના કોઈ અંગ કે અવયવ વડે સ્પર્શ કરવું કે અડકવું જાઈઝ નથી, જ્યારે કપડું વગેરે વચમાં આડ (આવરણ) ન હોય, ભલે શહવત (વાસના)થી હોય કે શહવત વગર, અને જો તેણીના ઘૂંટણથી નાફ સુધીના ભાગ ઉપર એવું આવરણ હોય કે તેણીના બદનની ગરમી મેહસૂસ ન થાય તો સ્પર્શ કરવામાં કે અડકવામાં કંઈ વાંધો નથી.
- જો તેણીના સાથે સૂવાથી વાસના ઉત્તેજિત થવાનો તથા પોતાનો કાબૂ ગુમાવી દેવાનો સંભવ હોય તો સાથે ન સૂએ.
- જો વાસના ઉત્તેજિત થવાનો સંભવ વધારે હોય, તો સાથે સૂવાની મનાઈ અને ગુનોહ છે.
- વાસના ઉત્તેજિત થવાની સંભાવના ન હોય છતાં (તેણી સાથે સૂવું કે સ્પર્શવું) હલાલ ન જાણીને સાથે ન સૂવું કે એને સ્પર્શ કરવાથી તેમજ અડકવાથી બચવું મકરૂહ છે.

('ઉમ્દતુલ ફિકહ' જિલ્દ ૧, પાનું ૨૪૯)

## હૈઝ (માસિક) પછી સ્ત્રીના ગુસલ કરવા વગર સંભોગ જાઈઝ છે કે નહીં ?

**મસ્અલહ :**

- જો પૂરા દસ દિવસ વીતવા પછી હૈઝ (માસિક) બંધ થઈ જાય તો તુરંત સંભોગ દુરૂસ્ત છે.
- જો દસ દિવસ વીતવા પહેલાં હૈઝ (માસિક) બંધ થઈ જાય, પરંતુ (તેણીની હંમેશની) આદત પ્રમાણે હોય, તો સંભોગ ત્યારે દુરૂસ્ત થશે જ્યારે ઔરત ગુસલ કરે અથવા એક નમાઝનો સમય પૂરો થઈ જાય. (એટલે કે નમાઝ કઝા થઈ જાય.)
- જો દસ દિવસ પહેલાં હૈઝ (માસિક) બંધ થઈ જાય, અને હજુ આદત પ્રમાણેના દિવસો વીત્યા ન હોય, દાખલા તરીકે : સાત

દિવસ હૈઝ આવતું રહેતું હતું (અર્થાત હંમેશા સાત દિવસની આદત હતી) અને છ જ દિવસમાં બંધ થઈ ગયું તો આદત પ્રમાણેના દિવસો વિતવા પહેલાં સંભોગ દુરૂસ્ત નથી.

(‘બયાનુલ કુર્આન સૂરએ બ-ક-રહ’ની આયત : ૨૨૩ نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ ص હેઠળ)

## સ્ત્રીએ પુરૂષના લિંગને મોઢામાં લેવું (૧)

આજના આ ભરપુર ગુમરાહીના દૌરમાં માનવ માનવિય સિફતો (ગુણો અને લક્ષણો)ને ત્યાગીને પશુઓની સિફતો તરફ બલ્કે તેનાથીયે નીચી કક્ષાએ પહોંચી ગયો છે.

જેમને બેદીન (દીનથી વિમુખ) કહેવામાં આવે છે તેવા લોકોની તો વાત જ ક્યાં કરવી, રોઝહ-નમાઝના પાબંદ એ જાહેરમાં ફરિશ્તા સિફત લોકો પણ મનેચ્છા (ખ્વાહિશ)ની હવસમાં આ બદકારી અને કુકર્મ (મુખ મૈથુન)માં સંડોવાતા જાય છે. કેટલાક મુફતી સાહિબોએ દર્શાવ્યું કે અમારા ‘ફતાવા વિભાગ’માં આ પ્રકારના પ્રશ્નો ઘણાં જ આવી રહ્યા છે.

આ બદકાર્ય (કુકર્મ) વિષે ‘ફતાવા રહીમિય્યહ’માં હઝરત મુફતી સય્યિદ અબ્દુર્રહીમ સાહબ લાજપુરી (રહ.)એ ફતવો લખ્યો છે જે વાંચવા લાયક છે. એને શબ્દશઃ નકલ કરૂં છું.

## પુરૂષે સ્ત્રીની યોનિને ચુમવું અને સ્ત્રીના મુખમાં પોતાનું લિંગ આપવું

**સવાલ (૧૮૦૭)**

- ❑ પુરૂષ અને સ્ત્રી જયારે પાક હોય તો તેમની શર્મગાહ (ગુપ્તઅંગો અર્થાત્ લિંગ, યોનિ, ગુદા..... વગેરે)ના જાહેરી હિસ્સા પાક છે કે નાપાક ?
- ❑ જો સંભોગ વખતે સ્ત્રી પુરૂષની શર્મગાહ (લિંગ) મોઢામાં લે અથવા પુરૂષ તેણીના મોઢામાં મૂકી દે, એ જ પ્રમાણે

(૧)ગુજરાતી ભાષામાં એને ‘મુખ મૈથુન’ કહે છે.

❑ જો પુરૂષ સ્ત્રીની શર્મગાહ (યોનિ)ના જાહેરી હિસ્સાને ઝબાન લગાવે, ચૂમે,

- તો એવી હરકતોમાં કબાહત(બૂરાઈ કે વાંધો) છે કે નથી?
- ગુનોહ થશે કે નહિં ?

આવા મસાઈલ પૂછવામાં શર્મ મહેસૂસ થાય છે

પરંતુ જરૂરતના કારણે પૂછયા છે. માફ ફરમાવશો.

બય્યિનૂ તૂજિરૂ (એનું સ્પષ્ટીકરણ કરવાનો અલ્લાહ અજર આપશે.)

અલ્જવાબ:-

દીનના મસાઈલ અને અહકામ પૂછવામાં શર્મ અને હયાને આડ બનાવ્વું ન જોઈએ. જો શર્મ અને હયાનો લિહાઝ કરીને દીની અહકામ નહિં જાણ્યા તો શરઈ અહકામની જાણકારી કેવી રીતે થશે ?

ખુદાતઆલા ફરમાવે છે :

وَاللّٰهُ لَا يَسْتَحْيِ مِنَ الْحَقِّ

(અલ્લાહતઆલા હક (સાચી) વાત કહેવામાં કોઈનો લિહાઝ નથી કરતા.)

(સૂરએ 'અહઝાબ' : ૫૩)



એટલે મસાઈલ પૂછવામાં શર્મ એ હયાને પરદો (આડ) બનાવ્વું ન જોઈએ.

બેશક શર્મગાહ (ગુહ્ય ભાગ)નો જાહેરી હિસ્સો પાક છે, પરંતુ એ જરૂરી નથી કે દરેક પાક ચીઝને મોઢું લગાવ્વામાં આવે અને મુખમાં લેવામાં આવે તથા તેને ચૂમવામાં આવે તેમજ ચાટવામાં આવે.

નાકનું લીંટ પાક છે તો શું નાકની અંદરના હિસ્સાને ઝબાન લગાવવું, તેના લીંટને મોઢામાં લેવું પસંદપાત્ર ચીઝ (ખસલત) હોઈ શકે છે? અને એની ઈજાઝત હોઈ શકે છે?

ગુદા (મળમાર્ગ દ્વાર)નો જાહેરી હિસ્સો પણ નાપાક નથી, પાક છે. તો શું તેને ચૂમવાની ઈજાઝત થશે? નહીં, હરગિઝ નહીં.

એ જ પ્રમાણે સ્ત્રીની શર્મગાહ (ગુહ્ય ભાગ અર્થાત્ યોનિ)ને ચૂમવાની અને ઝબાન લગાવવાની ઈજાઝત નથી. સખ્ત મકરૂહ અને ગુનાહ છે. કૂતરાઓ, બકરાંઓ વગેરે પશુઓની ખસલતો જેવી છે. જો સહવત (વાસના)નું ઝોર છે તો સંભોગ કરીને ખત્મ કરી લો.

અલ્બત્ત સ્ત્રી (સંભોગની) કર્તા નથી, કર્મ છે. એટલે સંભોગ તેણીના ઈખ્તિયારની વાત નથી. એટલા માટે જો તેણી સંભોગની દરખ્વાસ્ત કરવામાં શરમ અનુભવતી હોય અને શહવત (વાસના)થી મગલૂબ (પ્રભાવિત) થઈને પુરૂષની ગુહ્ય ઈન્દ્રિય (લિંગ)ને મુખમાં લઈ લે તો લાચારી છે, પરંતુ એની આદત કરી લેવું મકરૂહ છે.

('ફતાવા આલમગીરી' પેજ–૨૬૪ ભાગ–૬)

વિચાર કરો :

- જે મુખથી પાક કલિમહ પઢવામાં આવે છે,
- જે મુખથી કુર્આને મજીદની તિલાવત કરવામાં આવે છે,
- જે મુખથી દુરૂદ શરીફ પઢવામાં આવે છે,

તેને આવા નીચ–અધમ કામમાં ઉપયોગમાં લેવાને દિલ કેવી રીતે સહન કરી શકે છે ?

એક શાઈર કહે છે :

હઝાર બાર બુશોયમ દહન ઝ મુશ્કો ગુલાબ!

હનોઝ નામે તૂ ગુફ્તન કમાલે બેઅદબીસ્ત.

(હઝાર વખત મુશ્ક (કસ્તૂરી) અને ગુલાબ વડે મુખ ધોઉં તો પણ તારૂં પાક નામ લેવું બે અદબી છે.) (૧)

ફક્ત વલ્લાહુ અઅલમુ બિસ્સવાબ.

(બસ અને અલ્લાહ વધારે જાણકાર છે.)

('ફતાવા રહીમિય્યહ' પેજ-૨૭૦ ભાગ-૬)

## (૨) મુખ મૈથુન બાબત એક અગત્યની ચોખવટ

ઈસ્લામની પવિત્ર તાલીમમાં ઈન્સાનોની ભલાઈના માટે દરેક પ્રકારના અહકામો અને આદાબોને વિસ્તારથી વર્ણન કરવામાં આવ્યા છે. તેમાંથી જ તેની પત્ની સાથેના લગ્નજીવનમાં શારીરિક વ્યવહારના આદાબો પણ વર્ણન કરી બીજા જાનવરોથી તેને એક ઈમ્તેયાઝ બક્ષ્યો છે. એટલા માટે કે અલ્લાહતઆલાએ ઈન્સાનને પોતાની મખ્લુકાતમાં સર્વશ્રેષ્ઠ દરજ્જો આપ્યો છે તો ઈન્સાનને જોઈએ કે એ શ્રેષ્ઠ દરજ્જાની લાજ જળવાઈ રહે તેવા કાર્યો કરી એવા કાર્યોથી પોતાને અળગો રાખે જે જાનવરોના કાર્યો છે, અને જાનવરો સાથે મુશાબહત તરફ લઈ જનારા છે. શર્મગાહને ચાટવું, ચુમવું એ કૂતરા-બકરા વિ. જાનવરોની હરકતો છે જેથી માણસ માટે જાઈઝ નથી કે અવરતની શર્મગાહને ચાટે-ચુમે, એ મકરૂહ અને ગુનાહિત કૃત્ય છે. અને જાનવરોની મુશાબહતથી ઘણી જગ્યાએ હદીષે પાકમાં રોકવામાં આવ્યા છે. એક હદીષે પાકમાં

---

(૧)આ પુસ્તિકાના લેખકના નાના મૌલાના ઈબ્રાહીમ ડાયા સાહબ લાજપુરી (રહમતુલ્લાહિ અલૈહિ)નો એક શેઅર એ જ વિષયને લગતો અત્રે ઉલ્લેખનિય છે.

હઝારાં બાર અઝ મુશ્કો ગુલાબમ ગર ઝુબાં શોયમ,

હુનૂઝ ઈસ્મે રસૂલે પાક બુર્દમ સખ્ત નાદાનમ.

(જો હઝાર વખત પણ મુશ્ક અને ગુલાબ વડે પોતાની ઝુબાન ધોઈ લઉં તો પણ રસૂલે પાક સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું નામ લેવું સખ્ત નાદાની સમજીશ.)

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)નો મુબારક ઈર્શાદ છે કે (કોઈને) બક્ષીસ આપી રૂજુઅ કરનાર (ફરી લેનાર) કૂતરા જેવો છે કે, જે ઉલ્ટી કરી ચાટે છે હમારા માટે એવી હરકત શોભારૂપ નથી. (મિશ્કાત શરીફ-૨૬૦) આ હદીષમાં કૂતરાની લાલચના દુર્ગુણમાં મુશાબહતના કારણે રોકવામાં આવ્યા છે. એવી જ રીતે જે દુર્ગુણ જાનવરમાં હોય તે જ ઈન્સાન પણ કરવા લાગે તો ઈન્સાન અને જાનવરમાં ફર્ક શું રહેશે? અને હદીષે પાકમાં તો પેશાબ કરતી વખતે જમણા હાથથી શર્મગાહને પકડવાથી પણ રોકવામાં આવ્યા છે પછી મોંમાં લઈ ચાટવું ને ચુમવું કેટલું હિન કહેવાશે કે જે મોંથી કલિમો પઢી અલ્લાહતઆલા અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)ના ઉપર ઈમાન લાવ્યા, અલ્લાહતઆલાનો ઝિક્ર, કલામે પાકની તિલાવત, દુરૂદ શરીફ વિગેરે એનાથી પઢવામાં આવે છે. એક શાઈર કહે છે.

હઝાર બાર બુશોયમ દહન ઝ મુશ્કો ગુલાબ;
હનોઝ નામે તૂ ગુફ્તન કમાલે બે-અદબીસ્ત.

અર્થાત્: હઝાર વખત મુશ્ક (કસ્તુરી) અને ગુલાબથી મોંહ ધોઉં તો પણ તારું આપ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમનું પવિત્ર નામ (કિંવા અલ્લાહતઆલાનું) લેવું બેઅદબી છે.

અલ્લાહતઆલાએ ઈન્સાનના બદનમાં જે અવયવો જે કામ માટે પૈદા કર્યા છે તેનાથી અલ્લાહતઆલાની ફરમાબરદારીનું કામ લેવામાં આવશે તો કહેવાશે કે તે અવયવોનો સદ્ઉપયોગ કરી તેનો હક અદા કર્યો. અને જો તેનાથી નાફરમાનીનું કામ લેવામાં આવશે તો તેનો દુરઉપયોગ કરી તેના હકને બરબાદ કર્યો એવું કહેવાશે. આપણે જાણીએ છીએ કે મોં અને ઝબાન અલ્લાહતઆલાએ તેની યાદ અને હલાલ રોઝી આરોગવા માટે કે સારા કથનો વિગેરે માટે પૈદા ફરમાવી છે જો કોઈ તેને ગીબત, જુઠ, ગાળીગલોચ, નાપાક, હરામ રોઝી વિગેરે માટે વાપરશે તો એ પણ કોઈ સવાબનું કાર્ય નથી. માટે નાફરમાની જ લેખાશે.

પરંતુ ઔરત એ સંભોગનું સાધન બને છે. તેમાં શર્મનું પ્રમાણ વધુ પડતું હોઈ તેણીના શહવતમાં આવતા જ તેના સાથે સંભોગ કરી જોશને ઠંડો કરે જેથી ઔરત પણ ચાટવા પર મજબુર ન થાય. અને આજે તો યુવાન જોડાંઓએ જે એ એક આદત જ બનાવી છે તેની કરાહતમાં તો કંઈ કલામ જ નથી.

અને એ યાદ રહે કે મર્દ-ઔરત શારીરિક વ્યવહાર શરૂ કરતાં પહેલાં ખ્વાહિશાત (વાસના)ના તનાવમાં એવા ભરપૂર હોય છે કે મઝી એ હાલતમાં જરૂર નીકળે છે અને એને ચટાઇ જવાથી નજાસત ચાટવાનો ગુનોહ પણ લાગુ પડે છે માટે એનાથી અવશ્ય બચવામાં આવે.

આજકાલ ચેપી રોગની માફક આપસમાં શર્મગાહ ચાટવાની વબા ફેલાઈ રહી છે તેનું મૂળભુત કારણ એ પણ છે કે, સુવ્વરના ગોશ્તનું સેવન કરનાર જે કૌમ આ ધરતીના ઉપર અસ્તિત્વ ધરાવે છે તેઓના અંદર એ નાપાક ગોશ્તના સેવનથી સુવ્વરના ગુણો (સુવ્વરપણું) પણ નજાસતમાં રચ્યા પચ્યા રહેવું બેશર્મી, દય્યુસિયત વિ. છે. તેઓના અંદર રચી પચી ગયું છે જેથી આવા કૃત્યો અશ્લીલ સાહિત્ય, ટેલીવીઝન, વિડીઓ દ્વારા જગતભરમાં પ્રસરી રહ્યા છે. એવા નાપાક દ્રશ્યોને જોઈ આપણા ભાઈ-બહેનો પણ તેઓ પાછળ આંધળી દોટ મુકી રહ્યા છે. અને સુવ્વરના ગોશ્ત સેવન કરનારાઓ સાથે શર્મગાહ ચાટવા ચુમવામાં મુશાબહત અપનાવી રહ્યા છે. અને જગતની એક કૌમની ધાર્મિક વિધી રૂપે જે 'લિંગપૂજા'ના નામે પ્રખ્યાત છે જેમાં તેઓ પૂજાની સાથે સાથે ચુમવા ચાટવાના નામે કેવા કરતુતો છડેચોક કરી રહ્યા છે તેઓ સાથે પણ મુશાબહત થાય છે. હદીષે પાકમાં આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)નું ફરમાન છે, જે કોઈ કૌમની મુશાબહત અપનાવે છે તેનો (હશર) તેઓ સાથે જ છે. (અબૂ દાઊદ શરીફ) હવે આપણે જોઈએ છીએ કે આ કૃત્ય કરવામાં જાનવરોની સાથે સાથે બીજી કૌમોની મુશાબહત થઈ રહી છે. મુશાબહતનો મતલબ એ છે કે : પોતાની હકીકત શકલ-સુરત સીરત પોતાનો મઝહબી

અને કૌમી ઈમ્તેયાઝ અને બાહ્ય અને અંદરૂની વઝઅ અને હૈઅતને નષ્ટ કરી પર કૌમની એ વસ્તુઓને અપનાવી લેવી. એનાથી નુકસાન એ છે કે આખેરતમાં તો તેઓના સાથે હશર થશે જ. સાથે સાથે દુન્યામાં પણ ઈસ્લામની અઝમત દિલમાંથી નીકળી ગૈરોની કે જાનવરોની અઝમત તરફ માણસ લલચાશે અને એનાથી એવા જ કૃત્યો વુજુદમાં આવશે જે સર્વશ્રેષ્ઠ મખ્લુકને છાજે એવા ન હોય કે ધિક્કારપાત્ર હોય જેને આજે આપણે ખુલ્લેઆમ પ્રત્યક્ષ નઝરે જોઈ રહ્યા છે.

ઈન્સાનની અંદર અલ્લાહતઆલાએ ખ્વાહિશાતને પણ પૈદા ફરમાવી છે એના લઈ ચુમવા ચાટવાની ઈચ્છા પણ જરૂર થાય છે તો શરીરના અવયવોમાં પેશાની, ગાલ, હોંઠ વિ. શ્રેષ્ઠ ભાગ પણ છે ત્યાં ચુંબન કરી પોતાની ઈચ્છાને શાંતિ અર્પણ કરે એવા શ્રેષ્ઠ ભાગોને છોડી જાનવરોના લખ્ખણ ન અપનાવે.

હદીષે પાકમાં છે કે જ્યારે કોઈ માણસ પોતાની ઔરત પાસે (સંભોગ કરવા માટે) આવે તો પરદો કરી લે (કે એક બીજાના ગુપ્ત અંગો પર નઝર ન પડે) એટલા માટે કે જ્યારે પરદો ન કરવામાં આવશે તો ફરિશ્તાઓ શર્મ કરી ત્યાંથી ચાલ્યા જાય છે. અને શૈતાન હાઝર થઈ જાય છે. ફરી જ્યારે બચ્ચુ પૈદા થાય તો શૈતાનની પણ તેમાં ભાગીદારી હોય છે.(કન્ઝુલ ઉમ્માલ-૩૪૬/૧૬) માટે સંપૂર્ણ સાવચેતીના સાથે શારીરિક વ્યવહાર કરવામાં આવે અને દરેક એવી હરકતો જે એક મુસલમાનને શોભતી નથી તેને તિલાંજલી આપવામાં આવે. ફક્ત અલ્લાહતઆલા વધુ જાણનાર છે.

લી. અબ્બાસ દાઉદ બિસ્મિલ્લાહ ગુફિરલહુ (નાયબ મુફ્તી)

જવાબ સહીહ છે.

**અહમદ ખાનપુરી ઉફિય અન્હુ.**

**સદર મુફ્તી**

**જામિઅહ ઈસ્લામિયહ,**

**ડાભેલ.**

મુફતીએ ગુજરાત હઝરત મવલાના મુફતી ઈસ્માઈલ બિસ્મિલ્લાહ (રહ.)ના મુખ મૈથુન બાબત બે ફતવા.

**મુખ મૈથુન બે-હયાઈ અને ખોટો માર્ગ છે**

સવાલ: માણસ કમઝોર હોવાથી ઈન્દ્રી બરાબર ઉત્તેજીત ન થતી હોય તો ઈન્દ્રીને ઉત્તેજીત કરવા માટે પોતાની ઈન્દ્રી ઔરતના મુંહમાં મુકે છે. તેનાથી ઉત્તેજીત થતાં સોહબત કરે છે. તો આ હેતુથી એ પ્રમાણે કરવું કેવું છે?

જવાબ: ઔરતના મોઢામાં એવો તો શું પાવર છે કે મોઢામાં નાંખવાથી ઈન્દ્રી ઉત્તેજીત થઈ જાય ? એ શૈતાની હવસ અને ખ્યાલ છે. ઔરતની સાથે પ્રેમ-ક્રિડા કરવા કે હાથમાં આપવા કે અહિં તહિં ગોદા-ગોડી મારવા કે યોનીમાં બીન ઉત્તેજીત નાંખવા કે હરકત કરવા, કરાવવાથી પણ ઈન્દ્રી ઉત્તેજીત થઈ જાય છે. માટે એ જાઈઝ માર્ગથી ઉત્તેજીત કરવા તજવીઝ કરવી અને કામ કાઢવું અને સવાલમાં જણાવેલ ખોટો અને બે-હયાઈ ભરેલ માર્ગ ધારણ ન કરવો.

**મુખ-મૈથુન કરતાં ચીકણો પદાર્થ કે વિર્ય ઔરતના મોઢામાં જાય તો?**

સવાલ: ઘણાં મર્દો ઔરતના મોઢામાં પોતાની ઈન્દ્રી નાંખી દે છે, ઔરતના મોઢામાં ચીકણો પદાર્થ અથવા મની (વીર્ય) જતી રહે તો શું હુકમ ? એવું કરવું કેવું છે ?

જવાબ: મર્દની ઈન્દ્રી બાબત મર્દ માટે આવ્યું છે કે જમણો હાથ પણ બનતા સુધી તેના ઉપર મુકવો કે તેનાથી પકડવા માટે શરીઅતે એહતીયાત કરવાને ફરમાવ્યું છે. (૧) તો એ ચીઝ મોઢાં જેવી જગ્યામાં કેમ કરતા આપી શકાય? ખાસ કરી જ્યારે એમ ચુસવા ચુસાડવામાં ઈન્દ્રીમાંથી ચીકણો પદાર્થ કે મની (વિર્ય) નીકળી મોઢાંની વાટે પેટમાં જાય તો એ ચીકણો પદાર્થ કે મની આપણા મઝહબમાં નાપાક અને હરામ ઠેરવી છે. તો એવી

હાલતમાં નાપાક વસ્તુ પીવાના હુકમમાં ગણાશે. અને ધણી-ધણીયાણી બન્ને સખત ગુનાહના પાત્ર ઠરશે. માટે એમ ચુસવા-ચુસાડવાથી અવશ્ય બચવું.

(૧) عَنْ عَبْدِ اللّٰهِ بْنِ اَبِىْ قَتَادَةَ عَنْ اَبِيْهِ اَنَّ النَّبِىَّ

ﷺ نَهٰى اَنْ يَّمَسَّ الرَّجُلُ ذَكَرَهٗ بِيَمِيْنِهٖ

અર્થાત: આપ (સલ.)એ મર્દ માટે પોતાના ગુપ્ત અંગને જમણા હાથથી સ્પર્શ કરવાની મનાઈ ફરમાવી છે. (તીરમીઝી, પેજ-૧૦)

## શાદી અગાઉ મર્દાઈનું સર્ટીફિકેટ લાવવા ફર્ઝ પાડવી

સવાલ -

મઝકુર ઘટનાની રોશનીમાં અહિં એક જમાઅત એવો કાનૂન બનાવવા માંગે છે, કે જે જમાઅતનો જવાન શાદી કરવા માંગે તે, પહેલાં પોતાની મર્દાઈની પાત્રતાનો તબીબી સર્ટીફિકેટ જમાઅતને પેશ કરે. તે વિના તેની શાદી થઈ શકે નહિ. એ જ મુજબ શાદી કરવા ઈચ્છતી ઔરતની પણ શાદીની પાત્રતાની સર્ટિફિકેટ શાદી પહેલાં પેશ થવી જોઈએ.

હેતુ દેખીતો એ છે, કે કોઈ શાદીમાં ધોકો દઈને યુવક કે યુવતીની ઝિંદગી બરબાદ કરે નહિ. (તુર્કીમાં એવો કાયદો સરકારી રીતે આજ વર્ષોથી અમલમાં છે) તો, જમાઅત એમાં કશું ખોટું તો નથી કરતી ? કે ઉલ્ટી એ માટે તે શાબાશીની હકદાર છે ?

જવાબ -

શરીઅતે એવા નિકાહ નકાર્યા નથી, પણ કાયમ રાખી, છુટાછેડાથી બચવા બચાવ્વાના અનેક ઉપાયો પણ સૂચવ્યા છે અને તેમને પરિણામે ઘણા પક્ષકારો વચ્ચે છુટાછેડાની નૌબત નહિ આવે, તેની સાવચેતી રાખી છે, કારણ કે નિકાહ-ખંડન (બનેલી જોડી તલાક દ્વારા તોડવી) ઈસ્લામી શરીઅતમાં એક અત્યંત નાપસંદ વસ્તુ છે અને શૈતાન એવી જુદાઈથી ઘણો ખુશ થાય છે.

વળી એવા કમઝોરો કિંવા નામર્દો વસ્તીમાં ઘણા જ ઓછા હોય છે, બલ્કે હોતા પણ નથી, જુજ જાજ ભૂલ્યા-ચૂક્યા ક્યાંક નીકળી આવે છે, જે અંગે પણ શરીઅતે અનેક ઈલાજો બતાવ્યા છે.

માટે એવા જવલ્લે જ અને અપવાદ રૂપ પ્રગટતા બનાવો, લક્ષે લઈને આખી સોસાયટી વસ્તી કે જમાઅત ઉપર નામર્દીનો ગુમાન કે ધબ્બો મુકવો જાઈઝ નથી. વળી દરેક જવાનને પોતાની શર્મ ગૈરો સામે ખોલવાની પ્રણાલિકા ચાલુ કરવી પણ જાઈઝ નથી. કારણ કે, શરીઅતે તો અત્યંત મજબુરી અને લાચારી સિવાય, કોઈ પણ ત્રાહિત સામે સતર ખોલવા રજા આપી નથી, નાજાઈઝ ગણ્યું છે, હરામ ઠેરવ્યું છે, અને મઝકુર જરૂરત એવી નથી કે જેને કારણે એક હરામ હરકત હલાલ અને નાજાઈઝ વાત જાઈઝ થઈ શકે.

તેથી દરેક જવાનને તેની શાદી માટે, પોતાની મર્દાઈની તબીબી સર્ટિફિકેટ લાવ્વા મજબુર કરતો કાયદો બનાવ્વો જાઈઝ નથી. શરીઅત કોઈ જમાઅતને એવો અધિકાર આપતી નથી. એ નાજાઈઝ અને હરામ છે. અને શરીઅતમાં દખલ અંદાજી કરવા બરાબર છે.

વળી એમાં એ પણ વિચારવાનું રહેશે, કે માલદાર શખ્સ પોતાના પ્રભાવ તથા પૈસાને જોરે, ખુદ કમઝોર હોવા છતાં મર્દાઈની ખરી સર્ટિફીકેટ મેળવી લાવશે અને કદી કદી મર્દને તેની ગરીબીને કારણે તેની મર્દાઈની ખરી સર્ટિફીકેટ મેળવતાં કદાચ અટકાવી અને રખડાવી પણ શકાશે. તેથી જમાઅતે એવો કાનૂન ઘડીને કૌમમાં બેહયાઈ, બેગૈરતી પ્રસારવાથી અવશ્ય બચવું જોઈએ, આગળ જતાં એમાંથી શું નું શું થઈ જશે.

ઔરત માટે, શાદી કરતાં પહેલાં શાદીની શારિરીક પાત્રતાનું તબીબી સર્ટિફીકેટ માંગતો કાયદો કરવો, એક શર્મભરી અને અફસોસનાક ઘટના થશે. એક જવાન છોકરી એવી તપાસ કોની

પાસે કરાવશે અને સર્ટિફીકેટ કોની પાસેથી મેળવશે? શું કૌમમાં અકલમંદ માણસ નથી રહ્યો, જે પોતાની બેટી, બહેન, ભાણજી, ભત્રીજી વગેરેને તેમની શાદીની પાત્રતાની સર્ટિફીકેટ મેળવ્વા માટે તેમને સાવ પરાયા મર્દો સમક્ષ ઈઝાર ખોલાવીને ઊભી કરતાં શરમાય? અલ્લાહપાક ભાઈઓને નેક સમજ આપે! ગૈરત, હયા અને શર્મ પણ મુસ્લિમ ચરિત્રની કોઈ ચીઝ છે કે નહિ? ઈસ્લામે તો હયા શર્મને ઈમાનની શાખ ગણી છે. જવાન છોકરીઓને એમ અને તે પણ ચાલુ ઝમાનામાં શાદીની શારિરીક (બદની લાયકાતની સર્ટિફીકેટ મેળવ્વા માટે પર પુરૂષો સમક્ષ) તપાસ માટે ખડી કરતાં શા શા ગુલ ખીલશે, તેનું પણ કંઈ ભાન છે?

એવો કાયદો બનાવવો નાજાઈઝ, હરામ અને અંતિમ બેગૈરતી છે. ભાઈઓએ તેનો વિચાર સરખો પણ કરવો જોઈએ નહિ. એમ સમજાવ્યા અને મના કર્યા છતાં જેઓ એવો કાયદો ચલાવશે, તેઓ તેની કયામત સુધીની બદીઓ માટે જવાબદાર અને ગુનેહગાર ઠરશે.

(મુસ્લિમ-ગુજરાત ફતાવા સંગ્રહ-૪/૧૬૫)

## સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ કરનાર પર ખુદાની લઅનત અને અઝાબની ચેતવણીઓ

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"જે શખ્સ પત્નીની સાથે સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ કરે (અર્થાત ગુદામાં સંભોગ કરે) તે મલઊન (ધિક્કારને પાત્ર) છે."

('મુસ્નદે અહમદ' અને 'અબૂદાઊદ')

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"જે શખ્સ કોઈ મર્દ કે ઔરતની સાથે સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ (ગુદા મૈથુન) કરે તેની તરફ અલ્લાહ નઝર પણ નહિ ફરમાવશે." ('તિર્મિઝી શરીફ', 'મઆરિફુલ હદીષ' જિ. ૭/૩૬)

✦

એક હદીષમાં છે :

"જેણે પોતાની પત્ની સાથે તેણીની ગુદા (મળ માર્ગ)માં સંભોગ (મૈથુન) કરે તેણે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) પર ઉતરેલી શરીઅતનો ઈન્કાર કર્યો."

✦

આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ ફરમાવ્યું,

"અલ્લાહતઆલા હક (સાચી) વાત કહેવાથી શરમ નથી કરતા. સ્ત્રીઓની ગુદા (મળ માર્ગ)માં તમે લોકો સંભોગ (મૈથુન) ન કરો."

✦

એક રિવાયતમાં છે :

આ ઉમ્મતના દસ પ્રકારના લોકો મહાન અને શ્રેષ્ઠ અલ્લાહના ઈન્કાર કરનારાઓ છે :–

(૧) કાતિલ (કત્લ કનાર, હત્યારો)

(૨) જાદૂગર

(૩) દય્યૂસ (ભાર્યાત) (૧)

(૪) પત્નીની ગુદા (મળમાર્ગ)માં સંભોગ (મૈથુન) કરનાર

(૫) શરાબી (દારૂ પીનાર)

(૬) ઝકાત નહિ આપનાર

(૭) શક્તિ હોવા છતાં હજ કરવા વગર મૃત્યુ પામનાર

(૮) ફિત્નો (ઉપદ્રવ અને અશાંતિ) પૈદા કરનાર

---

(૧)દય્યૂસ: ભાર્યાત, ભડવો, જે પુરૂષ પોતાની પત્નીને બીજાઓ પાસે જવા દે.

(૯) યુદ્ધના સમયે ઈસ્લામના વિરોધી લોકોને હથિયારો વેચનાર

(૧૦) મહરમ (જેનાથી નિકાહ કરવાની શરીઅતમાં મનાઈ છે તેના)થી નિકાહ કરનાર.

('કન્ઝુલ ઉમ્માલ' ૧૬/૯૭ હદીષ નં. ૪૪૦૫૩)



એક રિવાયતમાં છે :

''જે શખ્સ કોઈ સ્ત્રીની અથવા પુરૂષની કે છોકરાની ગુદા (મળમાર્ગ)માં સંભોગ (મૈથુન) કરે તે કિયામતના દિવસે એ હાલમાં ઉઠાવ્વામાં આવશે કે તેના (શરીર)માંથી મુરદાર કરતાં પણ વધારે બદબૂ (દુર્ગંધ) આવશે, જેનાથી બધા લોકો પરેશાન થઈ જશે. અહીં સુધી કે ત જહન્નમમાં દાખલ થઈ જશે. ખુદા તેના નેક કામોને બરબાદ કરી દેશે અને તેના ફર્ઝ અને નફલ કબૂલ ન થશે, તેમજ આગની શબપેટીમાં તેને દાખલ કરવામાં આવશે અને તેના ઉપર આગના ખીલાઓ પણ ઠોકવામાં આવશે.''



હઝરત અબૂ હુરૈરહ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે :

''જેણે આ બદકારી (સૃષ્ટિ વિરૂદ્ધ કર્મથી, ગુદા મૈથુન)થી તૌબા નહીં કરી તેના માટે આ અઝાબ છે.''



હઝરત મૌલાના મુહમ્મદ મન્ઝૂર સા. નોઅમાની (રહમતુલ્લાહિ અલૈહિ)એ સરસ લખ્યું છે :

બીચારા પશુઓ પણ જેઓ અક્કલ અને તમીઝ (વિવેકશક્તિ તથા શિષ્ટાચાર)થી મહરૂમ છે, તેઓ પણ પોતાની વાસનાને કુદરતી તરીકાથી વિરૂદ્ધ તૃપ્ત નથી કરતા, તો જે ઈન્સાન એવું (સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ) કરે છે તેઓ પશુઓ કરતાં પણ બદતર છે

અને : ثُمَّ رَدَدْنٰهُ اَسْفَلَ سٰفِلِيْنَ •

(સૂરએ 'વત્તીન' : ૫)

(પછી) અમે તેને નીચ લોકો કરતાં પણ વધારે નીચ (અધમ લોકો કરતાં પણ વધારે અધમ) કરી દઈએ છીએ.

ને ચરિતાર્થ કરે છે. ('તફસીરે માજિદી')

## ઈબ્ને કય્યિમ (રહ.)નું લખાણ

આ બદકાર્ય (કુકર્મ)ની બૂરાઈ વિષે અલ્લામા ઈબ્ને કય્યિમ જૌઝિય્યહ (રહમતુલ્લાહિ અલૈહિ)નું લખાણ વાંચવા લાયક છે તેઓ લખે છે કે :

કુર્આને પાકે એલાન ફરમાવ્યું :

فَأْتُوْهُنَّ مِنْ حَيْثُ اَمَرَكُمُ اللّٰهُ ط

(અલ્લાહે તમને હુકમ આપ્યો છે ત્યાંથી (અર્થાત તેણીઓની યોનિના માર્ગે) તેણીઓ પાસે જાઓ.)

(સૂરએ 'બ-ક-રહ' : ૨૨૨)

મુજાહિદે બયાન કર્યું કે :

મેં હઝરત અબ્દુલ્લાહ બિન અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ)થી આ આયત :

فَأْتُوْهُنَّ مِنْ حَيْثُ اَمَرَكُمُ اللّٰهُ ط

નો મતલબ (ભાવાર્થ) પૂછયો તો આપ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું કે,

"જે મુકામ (યોનિ)માં સંભોગ કરવાનો હુકમ અલ્લાહે આપ્યો છે, ત્યાં જ સંભોગ કરો અને હૈઝ (માસિક)ના દિવસોમાં સંભોગથી બચતા રહો......"



અને આપ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ) ફરમાવતા હતા કે,

''માત્ર યોનિમાં સંભોગ કરવાનો છે અને એના સિવાય બીજી કોઈ જગામાં યોગ્ય નથી.''

આ આયતે કરીમા સ્ત્રીની ગુદા (મળમાર્ગ)માં સંભોગ કરવું હરામ હોવાનું બે કારણોથી સાબિત કરે છે.

(૧)

પહેલું કારણ આ છે કે સ્ત્રીથી સંભોગ કરવો ખેતીની જગામાં અર્થાત્ બાળકની જન્મની જગામાં જાઈઝ છે, ન કે ગુદા (મળમાર્ગ)માં જે ગંદકીની જગા છે.

અને અલ્લાહતઆલાના શબ્દો :

'મિન હયસૂ'

થી મુરાદ (મકસદ, હેતુ) ખેતીનો મુકામ અર્થાત્ યોનિ છે.

અને એક બીજી આયત છે :

فَأْتُوا حَرْثَكُمْ أَنَّىٰ شِئْتُمْ ز

(તમારી સ્ત્રીઓ તમારી ખેતી (સમાન) છે, તો પોતાની ખેતીમાં ચાહો તે તરફથી જાઓ.)

(સૂરએ 'બ-ક-રહ' : ૨૨૩)

આ આયતથી પણ યોનિમાં સંભોગ કરવાની તાકીદ જાણવા મળે છે.

અને આ જ આયતથી સ્ત્રીની પીઠ પાછળથી તેણીની યોનિમાં સંભોગ કરવું (જાઈઝ હોવું) પણ સાબિત થઈ ગયું. કારણ કે અલ્લાહતઆલાએ ફરમાવ્યું :

'અન્ના શિઅતુમ'

અર્થાત્ જે રીતે પણ આગળથી, પાછળથી, તમે ચાહો ત્યાંથી યોનિમાં સંભોગ કરો.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિયલ્લાહુ અન્હુ) ફરમાવે છે કે,

''હર્સ (ખેતી)થી મુરાદ સ્ત્રીની યોનિ જ છે.''



અને વિચારવા જેવી વાત આ પણ છે કે જ્યારે અલ્લાહતઆલાએ હૈઝ (માસિક)ના દિવસોમાં, થોડાક દિવસોના નુકસાનના કારણે યોનિમાં સંભોગ કરવો પણ હરામ ઠેરવી દીધો તો પછી ગુદા (મળમાર્ગ)માં સંભોગ કરવો કેવી રીતે સ્વીકારવા પાત્ર થશે, જે હંમેશા માટે ગંદકીની જગા છે, ઉપરાંત :

– એના નુકસાનો પણ અસામાન્ય છે. (૧)

– એનાથી માનવ વંશ ખત્મ થઈ જવાનું નુકસાન પણ છે.

– એ ઉપરાંત સ્ત્રીના હકો છીનવી લેવાનો અપરાધ પણ લાઝિમ આવે છે કારણ કે સ્ત્રીથી સંભોગ કરવો એ સ્ત્રીનો હક છે અને ગુદા (મળમાર્ગ)માં સંભોગ કરવાથી એ હક બૂરી રીતે નષ્ટ પામે છે. એનાથી ન સ્ત્રીની ખ્વાહિશ (કામેચ્છા)ની પરિપૂર્ણતા (તૃપ્તિ) થશે અને ન સંભોગનો હેતુ હાસિલ થશે.

(૧)આધુનિક સંશોધનો પ્રમાણે સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ (ગુદા મૈથુન) કરવાથી એઈડઝ AIDS (Acquired - Immunity - Deficiency - Syndrome) નામનો મહાભયંકર અને જીવલેણ રોગ લાગુ પડે છે. એના ચેપને HIV (Positive) એચ.આઈ.વી. (પોઝીટીવ) કહેવામાં આવે છે. HIV (એચ.આઈ.વી.) વિષાણુંનો નાશ કરે એવી દવા હજુ સુધી શોધાઈ નથી.

એઈડઝના વિષાણું માનવ દેહની રોગ પ્રતિકારક શક્તિને સંપૂર્ણ ખત્મ કરી નાંખે છે, પછી મૃત્યુ જ એક માત્ર પરિણામ રહે છે.

(૨)

બીજી વાત આ છે કે, ગુદા (મળમાર્ગ) આ કામ (સંભોગ)ના માટે બનાવેલી નથી અને ન એને બનાવ્વાનો એ મકસદ છે, બલ્કે સંભોગના માટે યોનિ જ છે. એટલે જે લોકો યોનિને છોડીને ગુદા (મળમાર્ગ)ની તરફ રૂખ કરે છે તેઓ શરીઅત અને હિકમતે ઈલાહી બંનેના જ ઈન્કાર કરનારા છે.

તદ્ઉપરાંત એ (સૃષ્ટિ વિરૂદ્ધ કર્મ અર્થાત્ ગુદા મૈથુન) પુરૂષોના માટે નુકસાનકર્તા પણ છે. એટલા જ માટે બુદ્ધિમાનો અને હકીમ-ડૉકટરો એનાથી રોકે છે (૧) અને ફિલ્સુફીઓ પણ એને નીચતા, અધમતા અને જહાલત ગણે છે.

એનું કારણ આ છે કે યોનિમાં શોષણ શક્તિ હોય છે જે પુરૂષનું અટકેલું વિર્ય શોષી લે છે, જેનાથી પુરૂષને આરામ મળે છે. અને ગુદા (મળમાર્ગ)માં સંભોગ કરવાથી અટકેલું વિર્ય સંપૂર્ણ રીતે સ્ખલન થતું નથી.

- એક તો ગુદાનું બાહ્ય સુરાખ સાંકડું હોય છે,
- બીજું સ્ત્રીને ઘણી તકલીફ થવાના કારણે લિંગને વહેલામાં વહેલું ગુદામાંથી બહાર કાઢવાની ઈચ્છા હોય છે, કારણ કે ગુદા મૈથુન અકુદરતી સંભોગ છે.



એનાથી એક બીજી રીતે પણ નુકસાન પહોંચે છે, તે એ છે કે ગુદાના સુરાખના સાંકડાપણાના કારણે લિંગને તેમાં દાખલ કરવા માટે ઘણો પરિશ્રમ અને મહેનત કરવો પડે છે. જેનાથી પુરૂષ જલ્દી થાકી જાય છે અને કુદરતની વિરૂદ્ધ કામ કરવાનો એહસાસ (ડંખ) અલગ થાય છે.



(૧)જુઓ 'એઈડઝ' વિષેની ફૂટનોટ

- ગુદા ગંદકી અને મળનો મુકામ છે અને કેટલીક વખતે લિંગ મળથી ખરડાઇ જાય છે.
- સ્ત્રીને પણ એનાથી સખત નુકસાન થાય છે એટલા માટે આ કામ તેણી માટે સ્વભાવ અને પ્રકૃતિની વિરૂદ્ધ તદ્દન અનુચિત હોય છે, જેનાથી અત્યંત નફરત અને અસામાન્ય ધિક્કાર પૈદા થાય છે.
- આ બૂરા કામના કારણે માનવીએ રંજ અને ગમ સહન કરવા પડે છે.
- ભવિષ્યમાં વંશવૃદ્ધિ તરફ નિરાશા પૈદા થાય છે.
- ભૂતકાળમાં શક્તિ વેડફાઇ જવાનો ગમ લાગુ પડે છે.
- બીજું (સંભોગ) કરનાર અને કરાવનાર (અર્થાત્ પુરૂષ અને સ્ત્રી) એક બીજાથી નફરત કરવા લાગે છે.
- એનાથી ચહેરો કાળો થઈ જાય છે. અને સીનાનું નૂર ખત્મ થઈ જાય છે, તેમજ અંધકાર આવે છે અને દિલની રોશની મંદ પડી જાય છે, તથા તેના ચહેરા ઉપર હૂંક (૧) ની જેમ વહશત (ગભરામણ) વરસે છે, જેને જોઈને સામાન્ય સમજશક્તિવાળો પણ જાણી જાય છે.

  છેવટે બંને (સ્ત્રી અને પુરૂષ) વચ્ચે સખત નફરત અને આપસમાં બુગ્ઝ તથા કીનો પૈદા થઈ જાય છે અને સંસારિક સંબંધો તૂટવાની મંઝિલ સુધી પહોંચી જાય છે. એનાથી કોઈ બચી નથી શકતું. આ કુકર્મનું પરિણામ દરેક હાલતમાં ભોગવ્વું જ પડે છે.
- ઉપરાંત કર્તા એ કર્મ (પતિ અને પત્ની)ના સંજોગો એટલી હદ સુધી ગુંચવાઈ જાય છે કે તેની સુધારણાની કોઈ રીત બાકી રહેતી નથી. અલ્બત્ત જો કોઈને અલ્લાહતઆલા સાચી તૌબાની તોફીક અર્પણ કરી દે તો સુધારણા શક્ય છે.

(૧)મૂર્ખ, બુદ્ધિ વગરનો, જંગલી

❑ ઉપરાંત આ બૂરા કામ (ગુદા મૈથુન)થી (પતિ-પત્ની) બંનેની સુંદરતા બિલ્કુલ નષ્ટ થઈ જાય છે અને કદરૂપતા તેની જગ્યા લઈ લે છે. એ જ પ્રમાણે બંનેની વચ્ચે મુહબ્બત અને ઉલ્ફત (પ્રેમભાવ) ખત્મ થઈ જાય છે અને તેની જગ્યાએ આપસમાં બુગ્ઝ અને કીનો, એક બીજાને મહેણાં-ટોણાં મારવા, તેમની આદત બની જાય છે.

❑ અને આ કામ (ગુદા મૈથુન) નેઅમતો નષ્ટ થવાનો અને અલ્લાહનો ગઝબ ઉતારવાનો સૌથી મોટો સબબ છે. એટલા માટે કે એ લઅનત અને ગઝબે ઈલાહીનો સૌથી મોટો સબબ બને છે અને અલ્લાહ એ કાર્ય કરનારથી દૂર થઈ જાય છે તેમજ એ કાર્ય કરનારની તરફ ઝરા પણ ધ્યાન નથી કરતા. આવા નફરત કરવા લાયક કાર્ય પછી દરેક વસ્તુનો આસરો ખત્મ થઈ જાય છે અને ઈન્સાન કોઈ પણ બૂરાઈથી સુરક્ષિત નથી રહેતો અને તે બંદો કેવી રીતે જીવતો રહી શકે છે, જેના પર લઅનત અને ગઝબે ઈલાહી વરસી રહ્યો હોય અને ખુદાએ પોતાની રહમતની નઝર પાછી વાળી લીધી હોય અને તેના તરફ કદી પણ નઝરે કરમ કરતા ન હોય!

❑ ગુદા મૈથુનથી હયા અને શરમનો સંપૂર્ણ ખાત્મો થઈ જાય છે અને હયા તથા શરમથી જ દિલોની ઝિંદગી કાયમ રહે છે. જ્યારે દિલ એને ગુમાવી દેશે તો પછી દરેક કદરૂપી વસ્તુ સુંદર અને સારી લાગે છે તેમજ દરેક બુરાઈ ભલાઈ લાગે છે. એ વખતે ઈન્સાનના દિલની ખરાબી એવી કક્ષાએ પહોંચી જાય છે જ્યાંથી પાછા ફરવું શક્ય નથી હોતું.

❑ ગુદા મૈથુનથી તેનો સ્વભાવ વિકૃત થઈ જાય છે. જે તરકીબ પર અલ્લાહે તેની રચના કરી હતી તે ખત્મ થઈ જાય છે. ઈન્સાન પોતાની ફિત્રતથી નીકળીને એવી તબીઅતમાં પરિવર્તન પામે છે કે અલ્લાહતઆલા એ અંદાઝ પર કોઈ પશુને પણ બનાવ્યા નથી બલ્કે તે ઊંધી પ્રકૃતિ છે. અને

જ્યારે સ્વભાવ વિકૃત થઈ ગયો તો દિલ પણ વિકૃત થઈ જાય છે. ન કોઈ નેક કામ બાકી રહે છે ન હિદાયત. તો એ વખતે દુષ્ટ, પાશવી અને શૈતાની કામોને ઉમદા સમજવા લાગે છે. અને હવે પરાણે તેની હાલત, તેનો અમલ અને તેના બોલવાની રીત બદથી બદતર થઈ જાય છે.

- અને બૂરા કામો કરવામાં તે એટલો નિર્ભય થઈ જાય છે કે એનાથી પહેલાં એની કલ્પના પણ કરી શકાતી ન હતી. અને આ બેહયાઈ (નિર્લજ્જતા) ભવિષ્યમાં આવનારી નસલોના માટે વારસો બની જાય છે. કમીનાપન, નીચતા અને ઝિલ્લતના સૌથી નીચેના દરજા પર તે ઉતરી જાય છે.

- અને ઈન્સાન બેશરમી અને નફરતનો લિબાસ પહેરી લે છે અને લોકો પણ તેને એ જ પોષાકમાં જોવાનું પસંદ કરે છે. લોકો તેને કમીનો, નીચ, અધમ સમજે છે અને દરેક શખ્સ તેને ઘટિયા અને કમતર ઈન્સાન સમજે છે.

- ખુદાની બેશુમાર રહમતોં અને તેની સલામતી તે ઝાતે અકદસ પર નાઝિલ થાય, જેની હિદાયત અને શરીઅતની ઈત્તિબાઅ (પૈરવી, અનુસરણ)થી આપણને બંને જહાનની સઆદત (ખૂશનસીબી) હાસિલ થઈ અને જેની મુખાલિફતે આપણને બંને જહાનની તબાહી અને બરબાદીના રસ્તા પર નાંખી દીધા. ('તિબ્બે નબવી')

## ખબરની સ્ત્રીથી સંભોગનો હુકમ

સવાલ :-

શું ફરમાવે છે ઉલમાએ દીન અને શરએ મતીનના મુફ્તીઓ નીચે લખેલા મસ્અલા બાબતમાં

એક શખ્સ અર્ધ પાગલ છે. જેનો ઈલાજ એક નિષ્ણાંત મુસ્લિમ

હકીમે સંભોગ બતાવ્યો છે અને એ શખ્સ નિકાહની કુદરત નથી ધરાવતો અર્થાત્ કોઇ એનાથી નિકાહ માટે તૈયાર નથી, પરંતુ અમેરિકાએ એક કૃત્રિમ સ્ત્રી અર્થાત્ (બલૂન) તૈયાર કરી છે, જેની વિશિષ્ટતા આ છે કે તેમાં હવા ભરવામાં આવે છે, જેનાથી તેમાં સ્ત્રીનો ચહેરો અને જાતિય અંગો આવિષ્કાર પામે છે અર્થાત્ હૂબહૂ સ્ત્રી માલૂમ પડે છે. ઉપરાંત તેમાં એવી રચના કરવામાં આવી છે કે તેના કારણે તેણી ગતિશીલ અને ક્રિયાશીલ પણ થઇ જાય છે. (૧)

તો શું આ બલુનનો ઈલાજ તરીકે ઉપયોગ કરવો તેના માટે જાઈઝ થશે ?

ઉપરાંત જે લોકો નોકરિયાત છે તેઓ પોતાની પત્નીઓથી દૂર રહે છે તો શું તેઓ પણ એનો ઉપયોગ કરી શકે છે કે નહિ ?

જવાબ :-

કૃત્રિમ (બનાવટી) સ્ત્રી (ઢીંગલી)ની સાથે સંભોગ કરવાથી ફાયદો નથી થઇ શકતો. જે ડૉકટર કે તબીબે સલાહ આપી છે તે તબીબથી (એ વિષે) ચર્ચા કરી લેવામાં આવે.

કુર્આને પાકમાં છે :

وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حٰفِظُوْنَ ٥ اِلَّا عَلٰٓى اَزْوَاجِهِمْ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ٥

(સૂરએ મુઅમિનૂન : ૫, ૬)

(૧)અંગ્રેજીમાં એને SEX DOLLS (સેક્સ સંતોષવા માટેની ઢીંગલી) કહે છે. દૈહિક સમાગમ વિના જ, સેક્સ સંતોષવા માટેના એવા ઘણાં વૈજ્ઞાનિક સાધનો આજે શોધાયા છે, જે ખાસ કરીને પશ્ચિમી (યુરોપીય) દેશોમાં વધારે પ્રચલિત છે.

(અને જેઓ પોતાના લિંગોની (હરામથી) સંભાળ રાખે છે પરંતુ પોતાની પત્નીઓથી અથવા લોંડીઓથી (પોતાની કામેચ્છા સંતોષે છે) કેમ કે (એમાં) તેમના ઉપર કંઈ પકડ નથી.



કામેચ્છા (શહવત કે વાસના) જાઈઝ રીતે બે રીતથી પૂરી કરી શકાય છે. જેની કુર્આને (ઉપરની આયતમાં) સ્પષ્ટતા કરી છે.

(૧) પત્નીથી અને (૨) લોંડી અને બાંદીઓથી

આગળ કુર્આને કહે છે :

فَمَنِ ابْتَغٰی وَرَآءَ ذٰلِکَ فَاُولٰٓئِکَ هُمُ الْعٰدُوْنَ ه

(સૂરએ મુઅમિનૂન : ૭)

(પછી જે કોઈ એના સિવાય (હરામ)ની શોધ કરે તો તેઓ હદથી વધી જનારા છે.) (૧)

ઈમામ માલિક (રહ.) અને ઈમામ શાફિઈ (રહ.)એ ઉપરની આયતથી સાબિત કર્યું કે હસ્તમૈથુન (હાથ વડે લિંગને પંપાળીને ઘસીને વિર્યપાત કરવું) (૨) હરામ છે.

હનફી ફુકહા લખે છે :

وَکَذَا الْاِسْتِمْنَاءُ بِالْکَفِّ وَاِنْ کُرِهَ تَحْرِيْمًا لِحَدِيْثِ نَاکِحُ الْيَدِ مَلْعُوْنٌ

(દુર્રે મુખ્તાર)

(૧)મતલબ કે પોતાની પત્ની કે બાંદીના સિવાય બીજો કોઈ માર્ગ વાસના પૂરી કરવા શોધે તો તે હલાલની હદથી વધી જનાર છે. એમાં વ્યભિચાર (પરસ્ત્રીગમન), લોંડાબાઝી (સજાતિય સંભોગ), હસ્તમૈથુન વગેરે બધી જ બાબતો આવી ગઈ.

(૨)અંગ્રેજીમાં એને MASTER BATION (માસ્ટર બેશન) કહે છે.

(ભાવાર્થ)

અલબત્ત જો કોઇ દિયાનતદારી (પ્રમાણિકતા)થી સમજે છે કે તેણે એવું (હસ્તમૈથુન) ન કર્યું તો ઝિના (વ્યભિચાર અર્થાત્ પરસ્ત્રીગમન)માં પડી જશે તો તેના માટે કરાહતે તંઝીહીની સાથે એની ગુંજાઇશ થઇ શકે છે.

وَلَوْخَافَ الزِّنَا يُرْجِىٰ لاَ وَبَالَ عَلَيْهِ

وَعِبَارَةُ الْفَتْحِ فَإِنْ غَلَبَتْهُ الشَّهْوَةُ فَفَعَلَ إِرَادَةَ تَسْكِيْنِهَا بِهٖ فَالرَّجَاءُ اَنْ لاَّ يُعَاقَبَ الخ (દુર્રે મુખ્તાર)

હદીષે નબવીમાં છે કે :

"જો કોઇ શાદી (કરવા) પર કુદરત ધરાવતો ન હોય તો રોઝહ રાખે કે તેનાથી શહવત (વાસના) તૂટે છે."

وَمَنْ لَّمْ يَسْتَطِعْ فَعَلَيْهِ بِالصَّوْمِ فَإِنَّهٗ لَهٗ وِجَاءٌ

(મુત્તફક અલૈહિ)



આ તમામ હવાલાઓથી જાણવા મળે છે કે જાતિય ખ્વાહિશાત (કામેચ્છા, વાસના)ની પરિપૂર્ણતાના તરીકા શરીઅતમાં બે જ છે : પત્ની સાથે કે પોતાની બાંદી સાથે સંભોગ કરવો. ત્રીજી કોઇ રીતની ઇજાઝત આપવામાં નથી આવી. એમાં બલૂન (રબરની કૃત્રિમ સ્ત્રી (Sex Doll)થી વિર્યપાત કરવાનો પણ સમાવેશ થઇ જાય છે. શરીઅત પ્રમાણે કૃત્રિમ સ્ત્રીથી વાસના સંતોષવી જાઇઝ નથી. જો કોઇ ઉપયોગ કરશે તો તે ગુનેહગાર થશે.

અલબત્ત જો તે પાગલનો એ જ ઇલાજ હોય જે સવાલમાં લખ્યો છે, બીજો કોઇ ઇલાજ કારગર ન હોય અને નિષ્ણાંત મુસલમાન તબીબ ઝિમ્મેદારી કબૂલ કરતો હોય તો તદાવી બિલ મુહર્રમ

(હરામ વસ્તુથી ઈલાજ કરવો)ના નિયમ પ્રમાણે ઈલાજ તરીકે તજવીઝ કરી શકાય છે.

(દુર્રે મુખ્તાર – રદ્દુલ મુહતાર)

## હસ્તમૈથુન જાઈઝ નથી

જો બીજો ઈલાજ છે અને તે મળવાની આશા પણ છે તો પછી આ અર્ધ પાગલના માટે કૃત્રિમ સ્ત્રી 'બલૂન'થી સંભોગની ઈજાઝત ન થશે એટલા માટે કે 'હસ્તમૈથુન' (હાથ વડે વિર્યપાત) કરનારાઓને મલઉન (ધિક્કારપાત્ર) ઠેરવવામાં આવ્યા છે :

نَاكِحُ الْيَدِ مَلْعُوْنٌ

(હસ્તમૈથુન કરનારા મલઉન છે.)

અલ્લામા શામી (રહ.)એ ચર્ચા કરી છે કે :–

હસ્તમૈથુન (હાથ વડે વિર્યપાત કરવું)માં ગુનાહના કારણો (આ પ્રમાણે) છે :–

- માનવીના એક અંગ હાથનો (ગલત) ઉપયોગ
- પાણી (વિર્ય)નો બગાડ કરવો. (વેડફવું)
- શહવત (વાસના)ને ભડકાવવું.

તેમણે (ઉપરોક્ત ત્રણ કારણો પૈકી) બીજા પ્રકારને (અર્થાત વિર્યને વેડફવાને) બુન્યાદ (પાયાનું કારણ) ઠેરવ્યું છે.

('રદ્દુલ મુહતાર')

અર્થાત હાથના સિવાય બીજી ચીઝના મારફતે પણ મની (વિર્ય) સ્ખલન કરશે તો પણ ગુનેહગાર થશે.

તો એનાથી માલૂમ થયું કે મની (વિર્ય)ને ફાયદા વગર, જાણી

જોઈને (ઈરાદાપૂર્વક) વેડફવાની શરીઅતમાં ઈજાઝત નથી. એનાથી બચવું જરૂરી છે.

બાકી નોકરીવાળા લોકો જેઓ પોતાની પત્નીઓથી દૂર રહે છે, અથવા નવજવાન વિદ્યાર્થીઓના માટે એની ઈજાઝત બિલ્કુલ નથી અને તેમના માટે શરઈ રીતે નાજાઈઝ છે. તેઓ પોતાની પત્નીઓને લાવી શકે છે, બીજી શાદી કરી શકે છે.

એ જ પ્રમાણે કુંવારા (અપરિણીત) નવયુવાનોને પણ શાદીની ઈજાઝત છે અથવા (તે પદ્ધતિ અપનાવે) જેની તરફ સરકારે દો આલમ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)એ રહેનુમાઈ (માર્ગદર્શન) ફરમાવી છે કે,

''તમારામાંથી જે શાદીની શક્તિ ન ધરાવતો હોય, તે પોતાના ઉપર રોઝહ રાખવા લાઝિમ કરી લે, એનાથી પણ શહવત (વાસના) તૂટે છે.''

એ જ કારણ છે કે ઈસ્લામે બુલૂગ (પુખ્ત વય) (૧) બાદ શાદીની તાકીદ કરી છે.

---

(૧)ઈસ્લામી શરીઅતમાં બુલૂગ પુખ્ત વય (યુવાવસ્થા)નું ધોરણ નીચે પ્રમાણે છે :-

(૧)છોકરા કે છોકરીની ઉંમર ઈસ્લામી વર્ષ પ્રમાણે ૧૫ (પંદર) વર્ષ અને અંગ્રેજી વર્ષ પ્રમાણે અંદાજે ૧૪ વર્ષ અને ૭ માસ થતાં જ તે બાલિગ (પુખ્ત) થયેલ ગણાય છે. ભલે છોકરાને વિર્યસ્ખલન થતું ન હોય અને છોકરીને માસિક આવતું ન હોય.

(૨)છોકરાને વિર્યસ્ખલન થવાનું શરૂ થાય ત્યારથી જ તે બાલિગ (પુખ્ત) ગણાય છે, ભલે ઉંમર ૧૫ (પંદર) વર્ષ થઈ ન હોય.

(૩)છોકરીને માસિક (હૈઝ) આવવાનું શરૂ થાય ત્યારથી જ તેની બાલિગા (પુખ્ત) ગણાય છે, ભલે ઉંમર ૧૫ (પંદર) વર્ષ થઈ ન હોય.

'કા-લ રસૂલુલ્લાહિ (સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ)'

મન વુલીદ લહુ વલદુન ફલ યુહસીન ઈસ્મહુ વ અદબહુ ફ ઈઝા બ-લ-ગ ફલયુઝવ્વીજહુ ફઈન બલગા. વલમ યુઝવ્વીજહુ ફ અસાબ ઈસ્મંન ફઈન્નમા ઈસ્મુહુ અલા અબીહી.

ભાવાર્થ :

જ્યાં બાપની ઝિમ્મેદારી (જવાબદારી) છોકરાના માટે તાલીમ અને તરબિયત (શિક્ષણ અને કેળવણી)ની વ્યવસ્થા છે ત્યાં જ બાલિગ (યુવાન) થવા બાદ શાદીની વ્યવસ્થા કરવી પણ છે.

('મિશ્કાત')

જો કૃત્રિમ (બનાવટી) પુરૂષ કે કૃત્રિમ સ્ત્રીનો લોકો ઉપયોગ કરવાનો શરૂ કરી દેશે તો ફિત્ના અને ફસાદ વધારે ફેલાઈ જશે. ન પુરૂષને સ્ત્રીની જરૂરત બાકી રહેશે અને ન સ્ત્રીને પુરૂષની. એ રીતે માનવીના જન્મનો ક્રમ ધીમે ધીમે, ક્રમાનુ ક્રમે અટકી જશે અને વંશહત્યાની એક નવી રીત આમ (સામાન્ય) થઈ જશે.

મૂળ વાત આ છે કે યુરોપ (પશ્ચિમના દેશો)થી મઝહબ બેઝારી (ધર્મવિમુખતા)નું જે તોફાન ચાલ્યું છે તે વધતું અને ફેલાતું જાય છે. અને લોકો તેની પકડમાં આવતા જાય છે. આ પણ નસલબંદી (વંશબંધી)નો એક પ્રકાર છે, જેનો ઉલમા વિરોધ કરતા આવ્યા છે.

લિ.

**ઝફીરુદ્દીન**

મુફ્તી : દારૂલ ઉલૂમ દેવબંદ

૧૨-૨-૧૪૦૪ હિજરી સન

જવાબ સહીહ છે.

અલ અબ્દ

**નિઝામુદ્દીન અલ આ'ઝમી**

ઉફિય અન્હુ

મુફ્તી : દારૂલ ઉલૂમ દેવબંદ

# સંભોગમાં નિરોધ અને લૂપનો ઉપયોગ

આજના ઝમાનામાં બાળકોની સંખ્યામાં મર્યાદા અને કમી (સંતતિ નિયમન)ની ગરઝથી કેટલાક લોકો ખાસ પ્રકારના રબરનો ઉપયોગ કરે છે. આ રબરની ટોપીઓમાં એક તો તે હોય છે, જેને પુરૂષ પોતે પોતાના લિંગ ઉપર પહેરી (ચઢાવી) લે છે. એને 'નિરોધ' કહે છે. બીજી તે છે જેને સ્ત્રી પોતાના ગર્ભાશયના મુખ (દ્વાર) ઉપર નાંખી લે છે જેથી (પુરૂષનું) વિર્ય તેમાં દાખલ ન થઈ શકે. એને જ 'લૂપ' કહેવામાં આવે છે.

આ રીત જો કે નવી છે, પરંતુ ઓછા બાળકો થવાની વૃત્તિ ઘણી પ્રાચીન અને પુરાણી છે એટલા માટે આપણને ઈસ્લામના શરૂઆતના કાળમાં એના દાખલા મળ્યા છે.

જેથી ઈસ્લામથી પહેલાંના લોકો એના માટે 'અઝલ'ની રીત અપનાવતા હતા. 'અઝલ' આ છે કે સંભોગ દરમિયાન જયારે વિર્યપાત થવાનો સમય આવે તો પુરૂષ પોતાનું લિંગ (યોનિમાંથી) બહાર કાઢી લે. હદીષોમાં એનો ઉલ્લેખ મળે છે, પરંતુ એનો (શરઈ) હુકમ શું છે?

આ સંબંધમાં હદીષો મુખ્તલિફ (વિભિન્ન) છે.

- કેટલીક હદીષોથી મુત્લકન (કતઈ, નિતાંત) જાઈઝ હોવું જણાય છે. અને અકસર હનફી ફુકહાનો એ જ તરફ રૂજહાન (ઝુકાવ) છે, આ શરતે કે પત્નીની મંજૂરીથી હોય.
- કેટલાક હઝરાત મકરૂહ ઠેરવે છે, અકસર ફુકહાની એ જ રાય છે અને મોટા ભાગની હદીષો પણ એવી નકલ થયેલી છે.

કેટલીક હદીષોથી તો બિલ્કુલ હુરમત (હરામ હોવાનું) જણાય છે. દાખલા તરીકે આ કે તેને (એવું કાર્ય કરનારને) 'વઅદ' (બાળકોને કબરમાં જીવતાં દફન કરનાર) ઠેરવ્યા છે.

- વધારે સહીહ વાત આ છે કે કારણ વિના 'અઝલ' (વિર્યસ્ખલન) કરવું કરાહતથી ખાલી નથી, ખાસ કરીને ત્યારે જયારે માત્ર આર્થિક પરિસ્થિતિને નઝરમાં રાખી ઔલાદથી બચવાનો હેતુ હોય અને હન્ફી મઝહબના સંશોધક ફુકહા પણ એને સ્વીકારે છે.

મુલ્લા અલી કારી (રહમતુલ્લાહિ અલૈહિ) વફાત હિજરી સન ૧૦૧૪,

હદીષના આ વાક્ય :

'ઝાલિકલ વઅદલ ખફિય્યુ.'

(ભાવાર્થ :- 'આ તો બાળકને જીવતું કબરમાં દાટી દેવા સમાન છે.')

નું અર્થઘટન કરતા લખે છે :

'ઝાલિ-ક લા યદુલ્લુ અલા હુરમતિલ અ-ઝ-લિ બલ યદુલ્લુ અલા કરાહતિ'

એ 'અઝલ' (કારણ વિના વિર્યસ્ખલન) કરવાને હરામ નથી દર્શાવતું બલ્કે માત્ર કરાહતને દર્શાવે છે.



એનાથી માલૂમ થયું કે નિરોધ અને લૂપનો ઉપયોગ મકરૂહ છે, ખાસ કરીને ત્યારે જયારે કે એ માત્ર મઆશી (આર્થિક) પરેશાનીની ચિંતાના કારણે હોય. અલ્બત્ત કોઈ ઉઝરની બિના પર હોય તો ઈજાઝત છે. દાખલા તરીકે :

- ગર્ભાધારણ થવાના કારણે ધાવણાં બાળકને (માતાના) દૂધથી મહરૂમ (વંચિત) થઈ જવાનો સંભવ હોય, અથવા
- ગર્ભાધારણ થવાથી સ્ત્રીની તંદુરસ્તીને મામૂલી કરતાં વધારે ખતરો હોય.

✦

અને જ્યારે નિરોધનો ઉપયોગ કરે તો પણ પત્નીની મંજૂરી લઈ લેવી જોઈએ. કારણ કે આ પ્રમાણે કરવાથી તેણી એટલી લિઝ્ઝત માણી નથી શકતી જેટલી નિરોધ વગર.

('જદીદ ફિકહી મસાઈલ' જિલ્દ ૧, પાનું ૧૦૭)

## કૃત્રિમ લિંગ (શિશ્ન)નો ઉપયોગ અને તેનાથી ગુસલ વાજિબ થવાનો મસ્અલો

કૃત્રિમ (બનાવટી) લિંગ (શિશ્ન) અર્થાત્ એવું સાધન જે લિંગ (શિશ્ન)ના સ્વરૂપમાં બનાવ્વામાં આવે છે અને તેનો ઉપયોગ કેટલીક ઔરતો પોતાની કામેચ્છા (વાસના) પૂરી કરવાના માટે કરે છે. તો શું એ જાઈઝ છે કે નથી ? અને એનાથી ગુસલ વાજિબ થશે કે નહિં ?

હઝરત મૌલાના મુફતી ઝફીરુદ્દીન સાહબ મુદ્દઝિલ્લુહૂના ફતવા પ્રમાણે એનો ઉપયોગ નાજાઈઝ જણાય છે. અલ્બત્ત સખ્ત મજબૂરીમાં જવાઝ (જાઈઝ હોવા)ની ગુંજાઈશ થઈ શકે છે.

ગુસલ વાજિબ થવાની બાબતમાં કેટલીક વિગતો છે. જુઓ, 'ઉમ્દતુલ ફિકહ' (કિતાબ)માં હઝરત મૌલાના સય્યિદ ઝવ્વાર હુસૈન શાહ સાહબ (રહ.) લખે છે :

'જે ચીઝ લાકડાં વગેરેમાંથી લિંગ (શિશ્ન)ની જેમ (આકારની) બનાવ્વામાં આવે છે (જેને બદકાર ઔરતો વાસના પૂરી કરવાના માટે ઉપયોગ કરે છે) એવી ચીઝોમાંથી કોઈ (ચીઝ)ને આગળ (યોનિમાં) અથવા પાછળ (ગુદા, મળમાર્ગમાં) દાખલ કરવાથી મુખ્તાર કોલની બિના પર (જ્યાં સુધી ઈન્ઝાલ અર્થાત્ વિર્યસ્ખલન ન થાય) ગુસલ વાજિબ નથી થતું.'

('ઉમ્દતુલ ફિકહ'-૧/૧૭૦)

# વિવિધ મસાઈલ

## હામિલા (ગર્ભવતી) બીવી સાથે સંભોગ

શરીઅતમાં હામિલા (ગર્ભવતી) ઔરત સાથે સંભોગ વિશે કોઇ પ્રતિબંધ નથી. જ્યાં સુધી ઔરતને નુકસાન અને તકલીફ પહોંચવાનો ખતરો ન હોય, ત્યાં સુધી હમલ (ગર્ભ)ની હાલતમાં સંભોગ કરવો જાઇઝ છે.

(‘ફતાવા આલમગીરી’–૧/૫૪૬, ‘બહરુર્રાઇક’–૪/૧૦૬)

જુઓ !

‘કિફાયતુલ મુફ્તી’ – ૫/૨૩૪, ‘ફતાવા હક્કાનિયહ’–૪/૪૩૮, ‘નિઝામુલ ફતાવા’ – ૩/૧૬૦, ખંડ બીજો.

## નાબાલિગ (સગીર) બીવી સાથે સંભોગ કરવો

સવાલ: શું પતિ પોતાની નાબાલિગ (સગીર) બીવી સાથે સંભોગ કરી શકે છે ?

જવાબ: બીવીના સાથે સંભોગ કરવા માટે ઉંમરની કોઇ ખાસ કેદ (શરત) નથી, બલ્કે જ્યારે પણ મન્કૂહા (પરિણિતા)માં સહન શક્તિ પૈદા થાય અને તેને સંભોગ કરવાથી કોઇ બીમારીનો અંદેશો ન હોય, તો એવી હાલતમાં નાબાલિગ બીવી સાથે સંભોગ કરવામાં કોઇ વાંધો નથી. એનાથી વિરૂદ્ધ જો બીવીની હાલત એવી હોય કે બાલિગ (પુખ્ત વયની) હોવા છતાં તેની તંદુરસ્તી સંભોગ કરવા લાયક ન હોય, બલ્કે સંભોગ કરવાથી રોગો (બીમારીઓ) પૈદા થવાનો ભય હોય, તો એવી હાલતમાં મન્કૂહા (પરિણિતા) બાલિગ (પુખ્ત વયની) હોવા છતાં તેની સાથે સંભોગ કરવો જાઇઝ નથી.

(‘ફતાવા હિન્દિયહ’–૧/૨૮, ‘બહરુર્રાઇક’–૩/૧૨૦, ‘રદ્દુલ મુહતાર’–૨/૩૨૯, ૩૭૭, ‘ફતાવા હક્કાનિયહ’–૪/૪૩૯)

## બીવી પાસે હસ્તમૈથુન કરાવી વિર્યસ્ખલન કરવું

સવાલ: જો બીવી હૈઝ (માસિક) અથવા નિફાસ (પ્રસૂતિ પછી લોહી વહેવાના દિવસો) અથવા બીજી બીમારીઓના કારણે સંભોગ કરવા લાયક ન હોય, અને પતિને સંભોગની જરૂરત હોય તો તે બીવી પાસે હસ્તમૈથુન કરાવી વિર્યસ્ખલન કરી શકે છે કે નહિં ? જ્યારે એવી હાલતમાં હરામ કામથી બચવાનો સંભવ હોય.

જવાબ: મજકૂર ઉઝરના કારણે પોતાની બીવી પાસે હસ્તમૈથુન કરાવી વિર્યસ્ખલન કરવું જાઈઝ છે, નહિંતર મકરૂહે તંઝીહી છે.

('રદ્દુલ મુહતાર'–૨/૧૦૯, 'બહરુર્રાઈક'–૨/૨૭૨, 'ફતાવા હિન્દિયહ'–૧/૨૦૩, 'ફતાવા હક્કાનિયહ'–૪/૪૪૦)

## બીવીનું નગ્ન શરીર જોવું

સવાલ: શું પતિ પોતાની બીવીનું નગ્ન શરીર સંભોગ વખતે અથવા એના સિવાય જોઈ શકે છે કે નહિં ?

જવાબ: કુર્આને કરીમના અંદાઝે બયાન (વર્ણન શૈલી) :- ''તેણીઓ (પત્નીઓ) તમારા માટે પોશાક (સમાન) છે, અને તમે તેણીઓ માટે પોશાક (સમાન) છો.''

(સૂરએ 'બ–ક–રહ' : ૧૮૭)

થી માલૂમ થાય છે કે પતિ–પત્નીની વચ્ચે નિકાહના સંબંધના કારણે પરદાની કૈફિયત બાકી નથી રહેતી. એટલા માટે પતિ–પત્નીએ એકબીજાના શરીર પર નઝર નાંખવામાં કોઈ વાંધો નથી. જો કે ફુકહાએ કિરામે (શરીઅતના માનવંત તજજ્ઞોએ) શર્મગાહ (ગુપ્તાંગ) પર નઝર નાંખવાથી બચવાને બહેતર લખ્યું છે.

('બહરુર્રાઈક'–૮/૧૯૩, 'ફતાવા હિન્દિયહ'–૫/૩૨૭, 'બદાઈઉસ્સનાઈઅ'–૫/૧૧૯, 'ફતાવા હક્કાનિયહ'–૪/૪૪૦)

## બીવીનું સંભોગ માટે ઈન્કાર કરવું સખ્ત ગુનોહ છે

હઝરત મૌલાના મુફતી કિફાયતુલ્લાહ સાહબ (રહ.) એક સવાલના જવાબમાં લખે છે કે :

જો કે પતિના માટે મુનાસિબ છે કે :

- પત્નીની તંદુરસ્તી, અને
- મોસમ (ઋતુ અર્થાત્ ઠંડી, ગરમી, વરસાદ વગેરે)ની તીવ્રતા,
- અને ગુસલના સમયનો લિહાઝ રાખે.

છતાં કોઈ સખ્ત મજબૂરી વગર બીવીએ સંભોગ માટે ઈન્કાર કરવું જાઈઝ નથી, જો હકીકતમાં ફજરની નમાઝથી પહેલાં ગુસલ કરવામાં શરઈ ઉઝર હોય, તો તેણી તયમ્મુમ કરીને નમાઝ પઢી શકતી હતી.

હદીષ શરીફમાં આવ્યું છે કે :

''ઔરત પતિની નારાઝગીમાં રાત ગુઝારે તો ફરિશ્તાઓ તેના પર લા'નત કરે છે.''

('બુખારી'–૨/૭૮૨)

## મહર અદા કરવા વગર સંભોગ દુરૂસ્ત છે કે નહિં ?

હઝરત મૌલાના મુફતી નિઝામુદ્દીન સાહબ (રહ.) એક સવાલના જવાબમાં લખે છે કે :

''જો મહર એક સાથે અદા કરવાની શક્તિ ન હોય તો થોડી થોડી કરીને અદા કરે અને મહર અદા કરવા વગર પણ સુહબત (સંભોગ) કરવું ગુનાહ નથી. અને મહર અદા કરવા વગર પણ સુહબત (સંભોગ) દુરૂસ્ત છે.''

('નિઝામુલ ફતાવા'–૩/૧૬૦)

અલ્બત્ત ઔરત મહર વગર સુહબત (સંભોગ)થી ઈન્કાર કરે તો ?

એનો જવાબ હવે પછીના ફતવામાં છે.

## મહર વગર સંભોગથી ઈન્કાર કરવાનો ઔરતનો હક છે

**સવાલ:** રોકડી મહર વગર સંભોગ યોગ્ય છે કે નહિં ?

**જવાબ:** મહર રોકડી અદા કરવાથી પહેલાં ઔરતને હક્ક છે કે હમબિસ્તરી (સહશયન) અને ખલ્વત (એકાંતવાસ)થી ઈન્કાર કરી દે. પતિએ જબરદસ્તી કરવું જાઈઝ નથી. અને જો એક વખત ખલ્વત અથવા હમબિસ્તરીની ઈજાઝત આપી દીધી અને તે પછી ઈન્કાર કરી દે તો પણ ઈમામ સાહબ (રહ.)ના નઝદીક ઈન્કારનો હક ધરાવે છે. એટલે એવી સૂરતમાં પતિએ તેના પર જબરદસ્તી કરવા બાબતમાં (ફુકહામાં) મતભેદ છે. ઈમામે આઝમ (રહ.)ની નઝદીક એવી સૂરતમાં જબરદસ્તી પણ હલાલ નથી.

અને (પત્નીને) ઈન્કારનો હક (હોવા)માં ઈમામ સાહબ (રહ.)ના મંતવ્ય પ્રમાણે ફતવો છે એટલે સંભોગના હરામ હોવામાં પણ (જે એની શાખા) છે, તેમનો જ મંતવ્ય મુઅતબર (વિશ્વાસપાત્ર) થશે.

('ઈમ્દાદુલ અહકામ'–૨/૩૮૨)

## શું ઔરતનો મર્દ પર હક છે કે તે રાતે પોતાના બિસ્તર પર સૂવાડે ?

**સવાલ:** શું ઔરતનો મર્દ પર હક છે કે તે રાતે (પત્નીને) પોતાના બિસ્તર પર સૂવાડે? અથવા ફક્ત એક ઘરમાં (સૂવાડે)? અથવા કંઈ પણ જરૂરી નથી? બીજા ઘરમાં પણ રાખી

શકે છે? અને સંભોગનો હક અદા કરવા માટે કદી કદી પોતાની પાસે લાવવાથી તેણીનો હક અદા થઇ જશે?

ગરઝ રાતે સૂવામાં ઔરતનો હક કયાં સૂવું છે?

જવાબ: મર્દના ઝિમ્મે ઔરતને પોતાના બિસ્તર ઉપર સૂવાડવું વાજિબ નથી.

આ વાજિબ છે કે રાતે તે જ ઘરમાં સૂવે જ્યાં ઔરત સૂવે છે. બલ્કે દિયાનતન (નૈતિક રીતે) આ વાજિબ છે કે ઔરતની પાસે જવામાં એટલું મોડું ન કરે, જેનાથી ઔરતના વિચારો ભ્રષ્ટ થવાનો ખતરો હોય.

અલ્બત્ત જો કોઇને બે બીવીઓ હોય અને તે એકના ઘરમાં સૂતો હોય તો તેના પર બીજીના ઘરે સૂવું પણ વાજિબ છે.

અને આ ત્યારે છે જ્યારે ઔરતને પતિના બહાર સૂવાથી વહશત (ગભરામણ) થતી ન હોય અને જો વહશત થતી હોય તો ફરી પાછો સવાલ પૂછવામાં આવે અને (તેમાં) એ પણ બતાવવામાં આવે કે વહશત દૂર કરવાની કોઇ સૂરત (રીત) થઇ શકે છે કે નહિં ?

('ઇમ્દાદુલ અહકામ'–૨/૩૮૧)

## સંભોગ વખતે બાળકોને પલંગથી અલગ કરવાનો હુકમ

સવાલ: બીવી સાથે સંભોગ કરતી વખતે બાળકોને તે પલંગથી અલગ કરી દેવા જોઇએ કે નહિં ? એની શું અસલ છે?

જવાબ: જો બાળકો કંઇક સમજદાર થઇ ગયા હોય તો તેમનાથી છૂપી રીતે આ કામ (સંભોગ) કરવું જોઇએ. એ પલંગ પર અથવા બીજી જગ્યાએ ખસી જઇને. શરઇ હેશિયત માત્ર એટલી જ છે.

## સમાપન

## સુહાગરાતના સંક્ષિપ્ત શિષ્ટાચાર (૧)

### (૧)

### બીવીના બાલોને પકડીને દુઆ પઢવી

શબે ઝુફાફ (સુહાગ રાત, મધુરજની, Honey Moon)માં પહેલી મુલાકાત વખતે પત્નીને સલામ કરે અને તેણીની પાસે બેસીને તેણીની પેશાની (ના આગળના હિસ્સા)ના બાલોને પકડીને આ દુઆ પઢે :-

اَللّٰهُمَّ اِنِّیْ اَسْئَلُکَ مِنْ خَیْرِهَا وَخَیْرِ مَا جَبَلْتَهَا عَلَیْهِ

وَاَعُوْذُ بِکَ مِنْ شَرِّهَا وَ شَرِّ مَا جَبَلْتَهَا عَلَیْهِ

('બુખારી', 'અબૂદાઉદ', 'ઈબ્ને માજહ' વગેરે બ હવાલા 'તોહફતુલ ઉરૂસ' ઉર્દૂ પાનું ૧૫૮)

હે અલ્લાહ! હું આપથી એની ભલાઈ તથા એની આદતોની અને એના અખ્લાકની ભલાઈ માંગું છું અને એની બૂરાઈથી તથા એના અખ્લાક અને એની આદતોની બૂરાઈથી આપની પનાહ માંગું છું.

### (૨)

### બે રકઅત શુક્રાનાની નમાઝ પઢે

તે પછી બે રકઅત શુકાનાની નમાઝ પઢે.

પતિ આગળ ઉભો રહે અને પત્ની પાછળ ઉભી રહે.

---

(૧)'ફતાવા રહીમિય્યહ' જિલ્દ ૮, પાનું ૩૮૦ તથા 'દીની દસ્તરખાન' જિલ્દ ૧, પાનું ૧૨૯ માંથી સાભાર.

નમાઝ બાદ ખૈર અને બરકતની તેમજ મવદ્દત (મૈત્રી) અને મુહબ્બતની દુઆ કરે.

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિયલ્લાહુ અન્હુ)થી રિવાયત છે કે :-

એક શખ્સ તેમની ખિદમતમાં આવ્યો. તેણે કહ્યું,

'મેં એક કુંવારી કન્યાથી નિકાહ કર્યા છે. અને મને ડર છે કે તેણી મને પસંદ ન કરે અને દુશ્મન હોવાની કલ્પના કરે.'

હઝરત અબ્દુલ્લાહ બિન મસઉદ (રદિયલ્લાહુ અન્હુ)એ ફરમાવ્યું,

''મુહબ્બત અલ્લાહના તરફથી છે અને દુશ્મની શૈતાનનું કામ છે. જ્યારે પત્ની તારા ઘરે આવે તો તેણીને કહે કે તારી પાછળ ઉભી રહીને બે રકઅત નમાઝ પઢે અને તું આ દુઆ પઢ :

اَللّٰهُمَّ بَارِكْ لِيْ فِيْ اَهْلِيْ وَبَارِكْ لِاَهْلِيْ فِيَّ، اَللّٰهُمَّ ارْزُقْنِيْ مِنْهُمْ وَارْزُقْهُمْ مِنِّيْ، اَللّٰهُمَّ اجْمَعْ بَيْنَنَا اِذَا جَمَعْتَ فِيْ خَيْرٍ وَفَرِّقْ بَيْنَنَا اِذَا فَرَّقْتَ اِلٰى خَيْرٍ

હે અલ્લાહ! મારા માટે મારા અહલ (ઘરવાળા)માં બરકત અતા ફરમાવ અને મારા અહલ (ઘરવાળા)ના માટે મારામાં બરકત અતા ફરમાવ!

હે અલ્લાહ! મને એનાથી અને એને મારાથી રોઝી અતા ફરમાવ!

હે અલ્લાહ! જ્યારે આપ અમને એક સ્થળે એકત્ર કરો તો ખૈરની સાથે એકત્ર કરો, અને જ્યારે અલગ ફરમાવો તો ખૈરની સાથે જુદા ફરમાવો. (૧)

---

(૧)'તબ્રાની' (સનદે સહીહની સાથે) બ હવાલા 'તોહફતુલ ઉરૂસ' પાનું ૧૬૦

(૩)

## પહેલી મુલાકાત વિશે કેટલીક ખાસ સુચનાઓ

- પહેલી મુલાકાત ઘણા નેક જઝબાત (શુભ ભાવના) સાથે અને સારી તમન્નાઓ (શુભેચ્છાઓ) સાથે થવી જોઈએ.
- પતિ લાગણી અને મુહબ્બતથી વર્તન કરે.
- ધીરે ધીરે વાતચીત મારફતે તેણીને પરિચિત કરે.
- પોતાનો સિક્કો અને રોબ જમાવ્વાની ચિંતા ન કરે.
- થોડીક દીનની વાતો પણ કરે.
- વાત કરતાં કરતાં તેણીને પોતાના નજીક કરતો રહે યા પોતે તેનાથી નજીક થતો રહે.
- તેણીના ઉપર હાથ પણ ફેરવતો રહે.
- કદી-કદી આલિંગનમાં પણ લઈ લે.
- ધીમે-ધીમે હોઠ અને ગાલો પર ચુંબનો પણ કરતો રહે.
- ટૂંકમાં ખૂબ પ્યાર અને મુહબ્બતથી ભાવવિભોર કરવા પછી સંભોગનો ઈરાદો કરે.
- તે પછી સંભોગના સર્વ શિષ્ટાચાર જે આ પુસ્તિકામાં દર્શાવ્યા છે, તે પ્રમાણે અમલ કરે.
- પતિ-પત્ની બન્ને એકબીજાના માટે અજનબી છે, એટલે પહેલી રાતે મુલાકાત વખતે એકદમ
  - પ્રાણીઓની જેવી સિફતો પ્રદર્શિત ન કરે.
  - ચુંબન, આલિંગન, મુલાઅબત (પ્રેમક્રિડા, હસીમઝાક) (૧)માં જરૂરત કરતાં વધારે ઉગ્રતા અને ઉતાવળથી કામ ન લે.

---

(૧)જુઓ પાના નંબર ૫૨ ની ફૂટનોટ નં. ૨

- સંભોગમાં પણ ઉતાવળ ન કરે, બલ્કે જે શિષ્ટાચાર દર્શાવ્યા છે, તેનું પાલન કરે.

ઈન્શાઅલ્લાહ આ આદાબ (શિષ્ટાચાર) ખૂશગવાર ઝિંદગી ગુઝારવા માટે સાચી પ્રસ્તાવના સાબિત થશે.

صلی اللّٰہ علیہ وَعلٰی اٰلہٖ وصحبہٖ وَسَلّمؐ

**સમાપ્ત**

**યાદદાશ્ત**

અલ્લાહતઆલાએ ગુજરાતી અનુવાદ પૂર્ણ કરાવ્યો.
અલ્હમ્દુલિલ્લાહ.

**અબ્દુલકાદિર ફાતીવાલા (વલસાડ)**

ગુફિરલહુ

૧૮, જિલ્હજ્જ, ૧૪૨૦ હિ. મુતાબિક ૨૫, માર્ચ ૨૦૦૦ ઈ. (શનિવાર)

# લેખકના બીજા અમુલ્ય પુસ્તકોની યાદી.....

૧. ઝિક્રરે સાલિહીન – ૩ ભાગ

૨. તોહફતુત્ત–તલબા શહે સફિનતુલ બુલગા

૩. રસાઈલે મર્ગુબ

૪. હવાશી મરગુબુલ–ફતાવા ભાગ–૧–૨

૫. ફતાવા રહિમીય્યહ એઅતેરાઝાત ઔર ઉન્કે જવાબાત

૬. ફતાવા રહિમીય્યહ ઔર દલાઈલે અકલિય્યહ

૭. તાલીફાતે મર્ગુબ

૮. તોહફએ હરમ

